ખુદાવિંદ નેકનામદાર મહારાણા
સરશ્રી નટવરસિંહજી સાહેબ બહાદુર
કે. સી. એસ આઈ. ઈ. – પોરબંદર.



દીર્ઘાયુ પ્રજાપ્રીય યુવરાજ નામદાર

શ્રી. ઉદયભાણ્ સા. બહાદુર – પોરબંદર.



# નિવેદન

પ્યારા મહેર ભાઈઓ !

તમો સર્વ ભાઈઓએ મહેર જવાંમર્દ ભાગ ૧ લો તથા ૨ જો વાંચ્યા હશે અને એ ઉપરથી તમારા સર્વના જાણવામાં આવ્યું હશે કે મહેર જેવી શૂરવીર કોમનો ઇતિહાસ જે દટાએલો છે તેને પ્રસીદ્ધિમાં લાવવાનો મારો પ્રયાસ છે. મહેર જ્ઞાતિમાં થઇ ગયેલા શૂરવીર દાતા અને ભક્ત પુરૂષોના જીવન ચરિત્રો પણ તે પુસ્તકોમાં રજુ કરેલ છે.

મહેરોના વડવાઓની ઉદારતા, વીરતા, ધર્મ, પરાયણતા, બીજાઓના ભલા માટે ફના થઈ જવાની તમન્ના, સ્વમાન, અને ધર્મને ખાતર સર્વ પ્રકારનો ભોગ આપવાની તત્પરતા આદિ ઉંચ ગુણો જ્યારે આપણે એ વડવાઓના ચારિત્ર વાંચીએ ત્યારેજ વાંચીને જાણીએ વાંચવાથી સહેજે જણાઇ આવશે કે ક્યાં આપણા વડવાઓની વીરતા ? અને ક્યાં આપણી કાયરતા ? ક્યાં એમની ઉદારતા અને ક્યાં આપણા હૃદયની કંગાલતા ! ક્યાં એમની ધર્મ પ્રત્યેની દ્રઢ શ્રદ્ધા ! અને ક્યાં આપણા દીલની શુષ્કતા ! ક્યાં એમની સેવા પરાયણતા ! અને ક્યાં આપણી સ્વાર્થતા ? ભાઈઓ ? આપણા વડવાઓના મહાન ગુણો તરફ આપણે નજર કરીશું તો અત્યારે તેઓમાં અને આપણામાં આશમાન જમીન જેટલો તફાવત લાગશે.

છતાં પણ આપણા વડવાઓના એ સદગુણોનો વારસો આપણામાં કંઇક અંશે છે. તો એ સદગુણોને ખીલવવા અને ઔર વધારો કરવા પ્રયત્ન કરવ. જરૂર છે. આપણા વડવાઓએ જે વીરતા અને સાહસીકતા ભરેલાં કામો કરીને કીર્તી મેળવેલી છે તે કીર્તીમાં જરા પણ ઝાંખપ ન આવે તે માટે સાવચેત રહીને પ્રયાસ કરવા જરૂર છે.

આજ દીવસ સુધી મહેરોનો ઇતિહાસ પ્રસીદ્ધીમા આવ્યો નહોતો આપણને કેટલાક શુદ્રની ગણનામા ગણના અરે! આપણે પોતે કોણ છીએ એનું આપણને પણ પુરૂ ભાન ન હોતું આપણે પોતેજ આપણુ સ્વરૂપ ભુલી ગયા હતા અને એ મુળસ્વરૂપને ઓળખવા માટે મહેરના ઈતિહાસની ખાસ જરૂર હતી

ભાઈઓ ? યાદ રાખજો કે જે જાતિનો ઈતિહાસ નથી તે જ્ઞાતિની કદિ ઉન્નતિ થવાનીજ નથી

મહેર જ્ઞાતિનો ઇતિહાસ મેળવવા માટે મે મારાથી બનતી મહેનત કરી છે.

મહેર જવામર્દ ભાગ ૨ જો છપાવવા માટે રૂ ૧૨૫)ની મદદ ભાઈ શ્રી માડણભાઈ સાજડીયાળી વાળાએ આપી હતી તે માટે હુ સમસ્ત મહેર ભાઈઓ તરફથી તેમનો ઉપકાર માનુ છુ અને ધન્યવાદ માનુ છુ

આવી રીતે જ્ઞાતિ અભિમાન રાખીને મહેર જ્ઞાતિ હીતના કામમા મહેરજ્ઞાતિ ભાઈઓ મદદ કરે છે અને કરતા રહેશે એવી આશા રાખુ છુ

આજે મહેર જવામર્દ ભાગ ૩ જો તમારી સનમુખ રજુ કરૂ છુ જે મહેર ભાઇ આ પુસ્તકની ખરીદી કરે તે માત્ર પોતે વાચીને તેમણે કબાટમા કે પેટીમા મુકી દેવુ નહી પણ અભણ મહેર ભાઇઓને વાચી સભળાવવુ આવી રીતે દરેક ભણેના મહેર ભાઇઓ આ કાર્યનો પ્રચાર કરશે તો તેમણે સાગમા સારૂ જ્ઞાતિ હિતનુ કામ કર્યું છે એમ હું માનીશ

આ મહેર જવામર્દ ભાગ ૩ જામા મહેરોની મુળ સ્થીતી. તેમનો વખત, ભાષા, પોષાક, અલંકારો, રહેણી કરણી રહેઠાણ તેની રાજ્ય પદ્ધતી વીગેરે બાબતની મારાથી બનતી મહનતે બની તેટલી મે હકીકત મેળવી છે તે વાચો વીચારો હૃદયમા ધારણ કરો

ભાઇઓ ! સમર સમયનુ કામ કર્યેજ જાર છે એક સમય એવો પણ હતો - મહેર રજપુત છે તેથી એ મહેર રજપુતોના વડવાઓના શીર પર છત્ર ધરાતા અનેક દાસદાસીઓ તેનો પડતો બોલ ઝીલવા તૈયાર રહેતા જેની જાહોજલાલી વૈભવ રાજ્ય સપતી બીજાઓને આશ્ચર્ય પમાડે તેવી હતી, જે મહેર જાત એક વખત ઉન્નતના શીખર પર હતી તેજ મહેર જાતી આજે ત્યાથી ગબડતી ગબડતી અવનતીની ખીણમાં આવી પડી અને જ્ઞાતીનો મોટો ભાગ અત્યારે દુ ખમય અને ક્લેશમય જીવન વીતાવી રહી છે આનાથી દુ ખ અને ખેદની બાબત બીજી શુ હોય ?

વહાલા ભાઇઓ ! ચડતી પડતી થવી એ તો અનાદિ કાળથી સૃષ્ટિનો કાર્યક્રમ ચાલ્યો જ આવે છે એમા કાંઈ ખેદ પામવા જેવુ નથી

કાયર પુરૂષને પોતાના માર્ગમા કઈ દુ ખ અને વીપતી આવે તો ગભરાય, હતાશ થઇને આવતી મુશકેલીઓ દુર કરવા કઈ પ્રયાસ કે પુરૂષાર્થ કરતો નથી અને પોતાના મનની નબળાઇને લીધે વધારે મશકેલીમા મુકાય છે પોતે તો એ કાર્યમા આગળ વધવા પ્રયત્ન કરતોજ નથી પણ કરતો હોય તેને પણ નીરઉત્સાહી બનાવવામા તથા તેના કામમા વિઘ્ન નાખવામા બનતો પ્રયાસ કરે છે જેથી પોતે મુશ્કેલીમા મુકાય છે અને બીજાઓ કામ કરનારાને મુશકેલીમા મુકે છે

જ્યારે હિંમતવાન પુરૂષોના પર દુ ખના ડુગરો આવી પડે અને અનેક પ્રકારની મુશકેલીઓ સામે આવી ખડી રહે છતાં પોતાના આત્મબળ વડે એ મુશ્કેલીઓને દુર કરવા પ્રબળ પુરૂષાર્થ કરી આગળ ધપે છે પણ પોતે લીધેલુ કાર્ય તજી દઇને કાયરની ગણનામા ગણાતો નથી

ભાઇઓ! આપણી જ્ઞાતિ ઉન્નતી માટે પણ પ્રબળ પ્રયાસ કરવાની જરૂર છે. આપણાને એ માર્ગે ઘણા વીઘ્નો આવ્યાં છે અને હજી પણ મુશ્કેલીઓ આવશે.આપણી ઉન્નતી માટેના માર્ગમાંથી પાછા પાડવા માટેના પણ પ્રયાસો થયા કરશે છતાં ધીરજ રાખીને આપણે આપણું જ્ઞાતિ હિત કરવાનું ધ્યેય ચુકવું જોઇએ નહી. આપણે એક પ્રકારે જ્ઞાતિ હીતના કાર્યમાં ન ફાવ્યા તો બીજે પ્રકારે એ કાર્ય કરવું કાર્યના પ્રકાર બદલવા પડે તો બદલવા પણ આપણું ધ્યેય તો એકજ હોવુ જોઇએ. આવી રીતે આપણે તો કોઈ પણ પ્રકારે જાતિ ઉન્નતીનાં કાર્ય કરતા જ રહેવાનું છે.

વહાલા ભાઇઓ! અજ્ઞાન રૂપી ઘોર નીંદ્રામાં સુતા પડેલા આપણે અત્યારે આપણાં હીત અહીતનું પણ આપણને ભાન નથી માર્ગ ભુલેલા એવા આપણે મીથ્યા અભિમાનના પ્રવાહમાં તણાઈને જ્ઞાતિ હીતનુ જે મહાન જરૂરનું કાર્ય છે તે કાર્ય કરવા તરફ આપણી જ્ઞાતિનો મોટો ભાગ બેદરકારી ધરાવી રહ્યો છે.

હું સર્વ ભાઈઓને વીનંતી કરૂં છું કે આ સમય અજ્ઞાન રૂપી ઘોર નીદ્રામાં સુઈ રહેવાનો નથી. તેમ બેદરકાર બનવાનો નથી.

પ્યારા ભાઈઓ? ઉઠો! જાગો! મહેરજ્ઞાતિના ભલાના કાર્ય માટે જ્ઞાતિની ઉન્નતી માટે કમર કસો? સંપ અને ઐકતા ધારણ કરી થોડા થોડા સ્વાર્થનો પણ ભોગ આપો અને બની શકે તે પ્રમાણે જ્ઞાતિ હિત કરવા તત્પર રહો. એમાંજ સમસ્ત મહેર જ્ઞાતિનુ કલ્યાણ છે!

પ્યારા ભાઈઓ? તમો જરા જુવો તો ખરા? દરેક જ્ઞાતિ પોતપોતાના જ્ઞાતિનું હીતના કામ કરવા આગળ વધી રહી છે.

પોતાની જ્ઞાતિમાં સંપ, ઐકયતા,જ્ઞાતિ સુધારણા, કન્યાકેળવણી,

બાળ કેલવણી વીગેરે જ્ઞાતિ હીતના કામ કરવામા અગત્ય પ્રયાસ કરી રહેલ છે

જે મહેરોના વડવાઓ કોઈના પણ શુભ કામમા અને કોઈનિ ભલામા સહુથી મોખરે રહેતા તેજ મહેરના સતાનો પોતે પોતાનુ હીત કરવા સૌની પાછળ રહેશે ?

ભાઈઓ ? શુ મહેરની સ્થીતી ! ચૈતન્ય વગરના મડદાના જેવી છે ? એ મડદાને શીયાળ, ગીધ, વરૂ, કુતરાઓ, સમળાઓ, વીગેરે ચુથ્યા કરે એનું રક્ત પીધા કરે અને એ આપણે મુગે મોઢે જોયાજ કરવાનુ છે? શુ આવી દુ ખદ અને કઢગી હાલતમા જીવન પુરૂ કરવાને માટેજ હાલની મહેર જ્ઞાતિ જીવી રહી છે ? ભાઈઓ વીચાર કરજો ? બહુ ઉંડા ઉતરી વીચાર કરજો ? આવીને આવી સ્થીતીમા જો આપણે જીવન વ્યતીત કરીશુ તો હજુ આગળ આપણી શુ દુ ખ દાયક દશા થશે તેનો ખ્યાલ કરવો પણ મુશકેલ થઈ પડશે.

"ભાઈઓ જાગ્યા ત્યાથી સવાર"એ કહેવત યાદ કરો અને પ્રમાદ, આળસ અને બેદરકારી તજી દીઓ અને આપણી મહેર જ્ઞાતિની ઉગતી પ્રજા (મહેરના બાળકોને)ને જ્ઞાતિ સેવાની સાથે માતા પીતા કુટુબીઓ અને સમાજની સેવા કરવા માટે તૈયાર કરો મહેરના બાળકોને સારા સસકાર પ્રાપ્ત થાય અને તેઓ ન્યાય નીતીને માર્ગે ચાલીને તેનામા દયા, પ્રેમ, પરોપકાર, વીરતા, ધીરતા, વીનય, વીવેક આદિ સદગુણો પણ પ્રાપ્ત થાય અને તેઓ સાચી કેળવણી મેળવી પોતાનુ તથા જ્ઞાતિનુ હીત કર્તા થાય તેવા તેને તૈયાર કરશો તોજ આપણી ઉન્નતિ થશે.

પ્યારા ભાઈઓ ! આજથી ૨૬ વર્ષ પહેલા આપણા પરમપૂજ્ય સ્વામીજી શ્રી આત્મપ્રકાશજી (નાગાર્જુન ગણાભાઈ)ને આપણી મહેર જ્ઞાતિની દુ ખદ દશા જોઈને તેના હૃદયને આઘાત થયો અને એમને એમ થયુ કે જે જ્ઞાતિમા હું જન્મ્યો છુ તે જ્ઞાતિની આ દશા ?

મહેર જ્ઞાતિની ઉન્નતી માટે મહેરનાં બાળકો સંસ્કારી ધર્મવાન અને કર્તવ્ય પરાયણ બને તે માટે મહેરભાઈઓને ઉપદેશ આપવા માટે અથાગ પરીશ્રમ વેઠી ઘેરેઘેર ફર્યા અને બે વરસ તસ્ની લઈને પ્રબળ પ્રયાસ કર્યો એ સહુ આપણા જાણવામાં છે ખરી રીતે તો મહેર જ્ઞાતિની ઉન્નતી માટેનાં બીજ તો તેઓશ્રીએ જ રોપેલા છે મહેર જ્ઞાતિ એ રૂણમાંથી કદી પણ મુક્ત થઇ શકે તેમ નથી.

તેઓશ્રીએ કઠોર વચન સંભળાવીને પણ આપણા હીત માટે ઘણું ઘણું કર્યું છે.

સુદર્શન જેમ ખાવામાં કડવું લાગે પણ તે પેટમાં જાય તો ઘણો ગુણ થાય. તેવી રીતે પરમપૂજ્ય સ્વામીજીએ કેવળ આપણા ભલા માટેજ કડક શબ્દોમાં ઉપદેશ આપેલ છે એનો સવળો અર્થ કરી જો બોધ લેશું તો એમના ઉપદેશમાંથી ઘણું જાણવાનું મળશે મહેર જ્ઞાતિના ભલા માટે પૂજ્ય સ્વામીજીએ બે વરસ બહુ પ્રયાસ કર્યો એ આપણે સહુ જાણીએ છીએ ત્યાર બાદ તેઓશ્રીના ગુરૂદેવની આજ્ઞાને આધીન થઇ એ કામ તેને છોડવું પડયું.

પૂજ્ય સ્વામીએ અધુરૂં મૂકેલું જ્ઞાતિ હીતનું કાર્ય મારે આગળ ધપાવવુ એ મારી પણ ફરજ છે. એમ મને સમજાતાં મેં પણ બાર વરસ મારાથી બનતો પ્રયત્ન કર્યો, અને જ્ઞાતિના ભલા માટે મારી બુદ્ધિ અનુસાર શુદ્ધ દીલથી બની શક્યું તે કર્યું છે. હજુ કરૂં છું અને કરીશ.

પૂજ્યપાદ સ્વામીજી જે ભાવનાથી જે પદ્ધતીથી મહેર વિદ્યાર્થીઓને શીક્ષણ આપવા ધારતા હતા. તે ભાવના મુજબ તો હું કંઇ કરીશકયો નથી.

તેઓશ્રી જેવા પ્રકારની વિદ્યાઓને કેળવણી આપવા ચાહતા

હતા તેવી કેળવણી આપવાની માગમા યોગ્યતા ન હોવાથી તેમજ એવા ઉચ શીક્ષણ આપવાને માટે દરેક પ્રકારની અનુકુળતા ન હોવાથી પૂજ્ય સ્વામીજીને સતોષ થાય તેમજ મહેર જ્ઞાતિ ભાઇઓને સંતોષ થાય તેવુ કામ તો હુ કરી શક્યો નથી છતા મને એક બાબતનો માગ મનને સંતોષ અને આનદ છે કે સાચા દીલથી અને તન મન અને ધનથી મારી બુદ્ધિ અનુસાર હુ મારી જ્ઞાતિની શેવા કરી રહ્યો છે મારા ભાઇઓ મારી શેવાની કદર કરે ન કરે તેની મને સ્પૃહા નથી જ્ઞાતિ તરફથી માન મોટાઈ કે સારી કામગીરીનુ સરટીફીકેટ મળે એવી જગ પણ અભીલાષા નથી હુ મહેર જ્ઞાતિમા જનમ્યો એટલે મારી જ્ઞાતિના ભલા માટે કઇ બને તે કરવુ એ મારી ફરજ છે એમ ધારીને હુ કામ કરી રહ્યો છુ ખરી રીતે તો આ જ્ઞાતિ શેવાનુ કામ કરવાની પ્રેરણા ઉત્પન્ન કરનાર તો પૂજ્યપાદ સ્વામીજી શ્રી આત્મ પ્રકાશજી જ છે એટલે તેઓજ આપણા ખરા હીતેચ્છુ છે અને આપણા પૂજનીક છે વદનીય છે એમનો ઉપકાર આપણે ભુલીએ તો પ્રભુના ગુનેહગાર જરૂર બનીએ

મે તો જ્ઞાતિ શેવાના કામમા મારે પોતાને ડહાપણે ચાલીને જ્ઞાતિની શેવા કરવાને બદલે મારી જ્ઞાતિ મારાપર નારાજ થાય તેવી જ્ઞાતિ સુધારા વીગેરે કેટલીક કુશેવા કરી હુ મારા શેવાનો માર્ગ ભુલ્યો હતો છતા મહેર ભાઇઓમા ભલા અને સજ્જન મહેર ભાઇઓએ મારી એ ભુલો તરફ નજર ન કરતા મારા પ્રત્યે લાગણી વધારતા રહ્યા તે એ એમની ભલાઈ અને એમની મોટાઈ છે હુ તો અનેક ભુલોથી ભરેલો છુ ખરી રીતે તો મહેર જેવી મોટી જ્ઞાતિનુ આગેવાનીપણુ લઇને જ્ઞાતિ શેવાનુ કાર્ય કરવુ એ તો કોઈ મહાન અનુભવી બુદ્ધિશાળી અને ઉચ ચારિત્રવાન પુરૂષોનુ એ કામ હતુ પણ મહેર જ્ઞાતિના એવા ગુણવાન

અને ઉંચ ચારિત્રવાન મહેર ભાઇઓએ આ નાતિ સેવાનું કાર્ય હાથમાં ન લીધું અને હું બહુ ડાહ્યો છું એમ મારા મનથી મે માની લીધું. અને આ સેવાના કામમાં હું જોડાયો. અને કેટલાક નાતિ ભાઇઓ તરફથી મારી કામગીરીના બદલામાં (ખાસડાં ખાવાનો) સીરપાવ પણ મળ્યો.

સેવાના માર્ગમાં તો પ્રતિકુળતા દુઃખ કટુવચનોના પ્રહાર સહન કરવા અનેક પ્રકારની મુશ્કેલીઓનો સામનો કરવો અને તે સાથે સાથે જ્ઞાતિભાઇઓનાં ખાસડાં ખાવાં અને કામ કરવું આવી જેની તૈયારી હોય તેજ સેવાના માર્ગે ચાલી શકે.

જેને મહેર જ્ઞાતિની ભવીષ્યમાં સેવા કરવાની અભિલાષા હશે તો તેણે ધીરજનું બખતર પહેરી બહેરા અને મુંગા બની શુદ્ધ દીલ રાખી કોઇપણ પ્રકારના માન કે અપમાનની દરકાર રાખ્યા વીના સેવાના માર્ગ પર ચાલશે તો જ સેવા કરી શકશે.

આવી યોગ્યતા મેળવી મહેર જ્ઞાતિસેવાના કાર્યમાં કોઇ પણ મહેરભાઇ જોડાશે તો તેના હું પગ પુજીશ.

આ મહેર જવાંમર્દ ભાગ ૩ એ આ પુસ્તકનું નામ છે. તો મહેર જવાંમર્દ એટલે મહેર જ્ઞાતિના વીર પુરૂષો.

જેવી રીતે આ પુસ્તકમાં વીર પુરૂષોનો અને ભક્ત પુરૂષોનો ઇતિહાસ લખવામાં આવેલો છે તો આ પુસ્તક જેમના ચર્ણોમાં અર્પણ કરવું એઓ મહાશય પણ વીરતાના અને ભક્તના કે મહાત્માના ગુણ ધરાવનારા હોય એવા ગુણવાન મહાપુરૂષો મહેર

જ્ઞાતિમાં જ હોય તો આ પુસ્તક એમના પવીત્ર ચરણોમા આ પુસ્તક અર્પણ કરવાની મારી ભાવના છે. અને મારી એ ભાવના યોગ્ય છે એમ તમોને પણ લાગશે. મહેર જ્ઞાતિની ઉન્નતી માટેના પ્રથમ બીજ રોપનારા આપણા પૂજ્યપાદ સ્વામીજી શ્રી આત્મપ્રકાશજી કે જેમના રૂદયના ઉંડાણમાં હજુ પણ મહેર જ્ઞાતિનુ હીત કેમ થાય એવી ભાવના રમી રહેલી છે મહેરનુ અહીત થતુ જોઈ હજુ પણ જેનુ રૂદય કંપી ઉઠે છે અને મહેર જ્ઞાતિની દુઃખદ હાલત જોતા જેનુ રૂદય દ્રવી જાય છે એવા મહેર જ્ઞાતિના સાચા સંત સાચા હીતેચ્છુ મહેર જ્ઞાતિ ઉદ્ધારક પૂજ્ય ચરણ સ્વામીજી શ્રી આત્મપ્રકાશજીના પવીત્ર ચરણોમાં આ મહેર જવામર્દ ભાગ ૩ જો એ નામનુ પુસ્તક સમસ્ત મહેર જ્ઞાતિ વતી અર્પણ કરૂ તો તે વ્યાજબી ગણાશે.

મારા પ્યારા મહેરભાઈઓ ! પુજ્ય સ્વામીજી શ્રી આત્મપ્રકાશજી (નાગાર્જુન રાણાભાઈ) મારા પૂર્વાશ્રમના વડીલબંધુ છે જેથી કરીને એમના પ્રત્યે પ્રેમવશ બનીને અથવા તો એમને માત્ર એક વડીલ સહોદર તરીકે જ ગણીને આ પુસ્તક અર્પણ કરૂ છુ એમ માનવાનુ નથી

પણ જે મારી મહેર જ્ઞાતિની હુ સેવા કરી રહ્યો છુ એ મહેર જ્ઞાતિના ભલા માટેના કાર્યની શરૂઆત તેઓશ્રીએ કરેલી તેને આજ ૨૬ વરસો થયા છતા હજુ પણ તેઓશ્રીના રૂદયમા મહેર જ્ઞાતિ હીત માટેની ધગશ તો એવી ને એવી જ જોવામા આવે છે

મહાન પુરૂષોની ભાવના તો એવી હોય છે કે આખા જગતનુ કલ્યાણ કેમ થાય તો એ ન્યાયે મહેર જ્ઞાતિના કલ્યાણ માટેની એમની ભાવના એથીએ એવી રહેતી હોય તો તે વ્યાજબી જ છે

મહેર જ્ઞાતિમાંથી કોઈ પણ મહેરબાનીના હૃદયમાં મહેર જ્ઞાતિના ભલા માટે આટલી લાગણી હોય તેના મહેરને માટે પણ મને માન છે

પૂજ્ય સ્વામીજીને આ પુસ્તક અર્પણ કરવાની મારી ભાવના વ્યાજબી છે એમ તમોને પણ લાગશે જ એટલે આપણી જ્ઞાતિમાં આવા સંત મહાત્માઓના ચરણોમાં આવા પુસ્તકો અર્પણ કરવામાં આવે એજ શ્રેષ્ઠ ગણાય એમના આશીર્વાદથી પણ અને એમની ઉંડી ભાવનાથી પણ આપણા જ્ઞાતિસેવાના કાર્ય સુગમ થઈ પડે એમ માની નમ્ર ભાવે સહર્ષ પુસ્તક અર્પણ કરવા નક્કી કરું છું

વાનપ્રસ્થી માલદેવ રાણા

---

# અર્પણ પત્રિકા

## પરમ પૂજ્ય કૃપાસિંધુ શ્રી સ્વામીજી શ્રી આત્મપ્રકાશજી

(નાગાર્જુન ગણાભાઈ) (બખરલા આશ્રમ)

પૂજ્ય સ્વામીજી ! આપશ્રીમાને યુવાવસ્થામા સંસારનો બહોળો અનુભવ લઈ આફ્રિકા જેવા દેશમા જઇ ત્યા પણ બીઝનેસ કરી વહેવારીક અનુભવ પણ ઘણો મેળવ્યો. આપશ્રીના પૂર્વના મહાપુણ્ય પ્રભાવે અને પરમાત્માની પારાવાર કૃપાને પરિણામે આપશ્રીને યુવાવસ્થામાજ સંસારની અસારતા સમજાણી અને હૃદય, અસાર સંસારથી પાછુ હઠયુ

સંસારના સુખ, ભોગ, વિલાસ અને વહેવારિક કાર્યો તજી આત્મસ્વરૂપ ઓળખવા માટે સંસાર ત્યાગ કર્યો અને બ્રહ્મનીષ્ઠ પરમ પૂજ્ય પરમવંદનીય શ્રી સદ્‌ગુરૂદેવનુ શરણુ લઈ આપશ્રીએ આપની ઉંચ ભાવનાને સફળ કરી છે

આપશ્રી વીરક્ત દશામા જીવન વ્યતીત કરતા હોવા છતા પણ આપશ્રી જે જ્ઞાતિમા જન્મ્યા છો એ જ્ઞાતિ અત્યારે પોતાના વડવાઓની ઉજ્વળ કિર્તિનો ખ્યાલ ભુલી પોતાનું સ્વરૂપ ભુલી અને દિન પ્રતિદિન ધર્મહીન, સંસ્કાર હિન બનતી આપશ્રીએ જોઇ અને આપશ્રીના કોમળ હૃદયમા આઘાત થયો સાચા સંતો પ્રાણી માત્ર પર દયા રાખનારા હોય છે એ પ્રમાણે મહેર જ્ઞાતિ પર દયા અને પ્રેમ હોવાને લીધે મહેર જ્ઞાતિની ઉન્નતી કેમ થાય ? એ ભાવના જાગ્રત થતા આપશ્રી આપના આત્મકલ્યાણને માર્ગે ચાલતા હોવા છતા પણ સાથે સાથે મહેરજ્ઞાતિનુ ભલું થાય તો એ ભલાના કામમાં હું પણ નિમિત બનુ તો ઠીક એમ આપશ્રીએ નક્કી કર્યું અને મહેરોના ગામડામાં ફરીને તેને તેના સ્વરૂપનુ અને કર્તવ્યનુ ભાન કરાવવા

કર્તવ્યને પથેથી પાછા હટનાર કાયર પુરૂષોને નવું જોમ પેદા કરવાની રણુ ભેરી છે.

મારા મહેર ભાઈઓ, આ મહેર જના મર્દોના પુસ્તકો વાંચે અને તેનામાં વીરતા, ધીરતા, સાહસીકતા, ધર્મ પરાયણુતા, અને પરોપકારની ભાવનાઓ એમનામાં છે તેથી વીશેશ જાગ્રત કરે એવી મારી સદા માટે પરમાત્મા પાસે નમ્ર પ્રાર્થના છે.

દાસાનુદાસ
વાનપ્રસ્થી મહાદેવ રાણાભાઈ
ના સાષ્ટાંગ દંડ વત પ્રણામ

પરમવંદનીય પરમપૂજ્ય સ્વામીજી શ્રી આત્મપ્રકાશજી
(નાગાર્જુન રાણાભાઈ) બણરલા આશ્રમ.



ઉપદેશ આપ્યો. મહેરને જાગૃત કરવાનો આપશ્રીનો ઢંઢેરો બહેરો માણસ પણ સાંભળી શકે તેવો. એ ઢંઢેરો આપશ્રીના હૃદયના ઉંડાણમાંથી બહાર આવ્યો હતો. એ ઢંઢેરામાં પવિત્ર આત્માનો એ અવાજ હતો. મહેરને જાગૃત કરવાનો પડકાર હતો. તેની પહેલી લીટી જ મહેરને જાગૃત કરવા બસ છે અને તે એ

' વીર મારા મહેર પ્યારા કાં સૂતા હજુ ઘેનમાં ''

આ ઢંઢેરો આપશ્રીએ મને મારા રહેવાના મકાનના હિંડોળા પર બેસી સંભળાવ્યો.

એ ઢંઢેરાનું પ [illegible] આપશ્રી પૂરૂં ન બોલી શક્યા. આપશ્રીની અને મારી આંખોમાંથી આંસુની ધારા ચાલી. બન્નેના હૃદયના એ આંસુ તો પરમકૃપાળુ પરમાત્મા જ જોઈ શક્યા. આપશ્રીનો એ ઢંઢેરો છપાવી મહેરને ગામે ગામે મેં છપાવી મોકલાવ્યો.

પૂજ્યશ્રી! આપશ્રી જાણો છો કે અમો મહેર પૂર્વના પાપ સંસ્કારને લીધે ધર્મથી વિમુખ બનતા જઈએ છીએ. અમારા ભલા માટે અમને સન્માર્ગે ચલાવવા માટે અમારી ઉન્નતિ માટે કોઈ હિતેચ્છુ જગાડવા પ્રયત્ન કરે તો પણ અમે એમ કહેવા લાગીએ એમ છીએ! અમારી [illegible] નિંદા છે પણ આપશ્રીના હૃદયના ઉંડાણમાં મહેરનું ભલું થાય એ ભાવના પ્રબળ હોવાથી એ ભાવનાને જ પ્રતાપે થોડા મહેરો જાગ્યા પણ ખરા. એમને સમજાયું અને જ્ઞાતિ હીતના માર્ગના મનની મ. (તન મન અને ધનથી) કરવા કમર કસી જાગૃત થયેલાઓ ભાઈઓનીજ સહાયથી મહેરજ્ઞાતિ ભવન એ

નામની સંસ્થા આ જે મહેરજ્ઞાતિની ઉન્નતી માટે અનેકો પ્રયાસ કરી રહી છે.

હજુ મહેર ભાઈઓનો મોટો ભાગ ઘોર નીંદ્રામાં સુતો પડ્યો છે એને પોતાની જ્ઞાતિના હીત માટેનો કંઇ મતલબ નથી કંઈ દરકાર નથી માત્ર પોતાનું અને પોતાના બાલ બચ્ચાનું કોઈપણ રીતે પણ પેટ કેમ ભરાય એ ફીકરમાં રહીને એમનું જીવન વીતાવી રહ્યા છે.

પરમકૃપાળુ પરમાત્મા એમને મહેર જ્ઞાતિ હીતના સેવાના કાર્યમાં જોડાવા માટે સદ્બુદ્ધિ આપે એજ પ્રાર્થના !

પરમ પૂજ્ય સ્વામીજી ! આપશ્રીએ મહેરના ભલા માટે બહુ કર્યું છે અમો મહેર જ્ઞાતિ આપની સહાને માટે ઋણી છે અને સદા રહેશું. એ ઋણમાંથી મુક્ત થઈ શકાય તેમ નથી.

આજે આ મહેર જ્યાં મહેર ભાગ ૨ જો એ નામનું પુસ્તક આપશ્રીના પવીત્ર ચરણ કમળમાં સમસ્ત મહેરોની વતી મુકું છું તે સ્વીકારશોજી.

આપશ્રી જાણો છો કે હું લેખક નથી. વિદ્વાન પણ નથી. તેમ કોઈ શાસ્ત્રોનો પણ અભ્યાસ નથી એટલે આ પુસ્તકની લખાવટમાં અનેક ભુલો છે તે તરફ નજર ન કરતાં મહેર જ્ઞાતિના ભલા માટે મહેર જ્ઞાતિની સાચા દીલથી સેવા કરવા માટેની મારા હૃદયની ઉંચ ભાવના છે એ તરફ નજર કરશો તો સમજાશે કે આ પુસ્તકમાં મારી કીર્તિ મેળવવા ખાતરનું મારું આ લખાણ નથી આતો મહેરોને પોતાના ઇતિહાસનું જ્ઞાન કરાવવાનો પ્રયાસ છે

# "હરિ ॐ તત્સત્"

" તું આપે છે આત્મરામ ખબર વિના હીંડે ખોળતો
મૂરખ મોહ્યો માયા કેરી ગજા હીંડે ઝાંઝવાનાં જળ ડોળતો "

" પશુકી પનીયાં બને નરકા કશુ ન હોય
(પણ) નર કશુ કરણી કરે (તો) નરસેં નારાયણ હોય

અર્થ—પશુનાં ચામડાનાં તો પશુના મરણ પછી પગરખાં, કોસ, પખાલ અને એવી એવી અનેક મનુષ્યોના ઉપયોગમાં આવતી વસ્તુઓ બને છે એટલું જ નહિં પણ પશુનાં હાડકાં માંસ લોહી આંતરડાં અરે! છેવટ શીંગડાં, પૂછડાંના વાળ મળ અને મૂત્ર પણ મનુષ્યોના ઉપયોગમાં આવે છે એ દૃષ્ટિએ નર એટલે મનુષ્ય દેહનું કાંઇ જ કામ આવતું નથી.

આમ છતાં મનુષ્ય દેહ "**દેવને પણ દુર્લભ કહ્યો છે.**" તેનું કારણ પશુ પક્ષી આદી પ્રાણિઓમાં માત્ર (પછી તે ભૂચર જલચર કે નભ ચરાદિ ગમે તે હોય) આહારાદિ એટલે ખાવું, પીવું, વિષય ભોગવવા, પ્રજા ઉત્પન્ન કરવી, અને નિદ્રા લેવી આ દેહ સબંધીનું જ્ઞાન ને પ્રવૃત્તિ હોય છે પણ આ શરીરમાં **એવી વસ્તુ શું છે** કે જેના વડે હાથ, પગ, નાક, કાન, આંખ વિગેરે બહારની ઈંદ્રિયો અને મન, બુદ્ધિ વિગેરે અંદરની ઈંદ્રિયો પોતપોતાના વિષયોમાં પ્રવૃત્તિ કરે છે જેમ હાથ લેવાદેવાનું, પગ ચાલવાનું, નાક સુંઘવાનું, આંખ જોવાનું, કાન સાંભળવાનું અને મન વિચાર કરવા વિગેરેનું કામ કરે છે અને તે વસ્તુ નીકળી જતાં બધી ઈંદ્રિયો અને અંતઃકરણ પોતપોતાનાં કામ કરતાં બંધ થઇ જાય છે અને લોકોમાં તેનું મરણ

"થયુ કહેવાય છે અને વધારામા વધારા મા બાપ સ્ત્રી કે પુત્રાદિના વરીને લાકડામા બાળી રાખ કરી ઘેર આવે છે પછી તે અગાનો પાછો મેળાપ જ થતો નથી તે વસ્તુ આત્મા છે, તેને ઓળખે તે મનુષ્યદેહથી અને તે પણ પશુ વિગેરેની પેઠે માણસ પણ ખાઈ, સુઈ, ભોગો ભોગવીને મરી જાય પછી તે રાજા હોય કે રંક તો તો પશુમા ને માણસમા કઇજ ફેર નહિ. ઉલટુ માણસો મોટે ભાગે પેટ સારૂ થઈ અનેક પ્રકારના પાપ બાધે છે, અનેક પ્રકારના કાળા, ધોળા, ખૂન, ખરાબી કરે છે, તે કરતા તો બિચારા પશુ પક્ષી સારા કે કોઈને દુ ખ તો નથી દેતા અને ગાય ભેસાદિ જીવતા પોતે ઘાસ ખાઈ મનુષ્યોને દુધ, ઘી, દહીં વિગેરે આપે છે અને મુવા પછી તેના ચામડા વિગેરે આપે છે આમ મનુષ્ય કરતાં પશુ જીવન સારૂં ગણાય પણુ "નર કણુ કરણી કરે તો નરસે નારાયણ હોય."

મનુષ્ય કંઇક દયા, પ્રેમ દાન, ક્ષમા, પ્રભુભક્તિ આદી આદી પોતપોતાની શક્તિ પ્રમાણે કઇક રૂડી કરણી, રૂડા પરમાર્થના કામ કરી પ્રાણિમાત્રની પોતા તરફથી યથાશક્તિ તન, મન, યા ધનથી સેવા કરે તો ધીમે ધીમે મનુષ્યમાથી દેવ અને દેવમાથી સાક્ષાત નારાયણ બને છે પણ પશુ ગમે તેવુ હાથી ઘોડા કે એવુ નહા મૂલ્યવાન હોય રાજા મહારાજાને ત્યા ઉચા પ્રકારના ખાવા, પીવા, સોનારૂપાના મોતીના આભૂષણો હોય, કિનખાબ મખમલ અ હિની ઝુનો હોય પણ એને કઇ પરમાર્થની બીજાની સેવા કરવાની કે પ્રભુ ભજનાની થોડી સમજણ હોય છે! મનુષ્યમાં પ્રભુએ એ શક્તિ મૂકી છે પણ જો તેનો સારો ઉપયોગ કરે તો તો પોતાને ને બીજાને લાભપ્રદ થાય અને અવળો ઉપયોગ કરે તો પોતાને અને પરને દુ ખરૂપ થાય માટે મહાત્માઓ અને શાસ્ત્રો પોકારી પોકારી કહે છે કે

"દેહ ધરે કા ફલ યહ દે, દે, કછુ દે,
દેહ એ હો જાયગો ફીર કૌન કહેગો દે"

કાંઈક પણ પોતાનું માનેલુ હોય તેમાંથી બીજાને અતિપ્રેમ અને નમ્રતા પૂર્વક આપવુ. મરી ગયા પછી શરીરની રાખ થઈ જશે ત્યારે તો રાખના ઢગના પાસે કોણ માગવા આવશે ? અને અનેક કાળાં ધોળાં કરી ભેગું કર્યું હશે તે તો મૂકીનેજ જાવુ પડશે. સાથે આવશે પાપનાં પોટલાં ! અને પૂન્ય કર્યું હશે તો પૂન્યનાં પોટલા આવશે માટે રૂડી કરણી કરવી.

પ્રિય મહેર બંધુઓ,

લગભગ ત્રીશ વર્ષ પહેલાં મે જે "ધર્મનો ઢંઢેરો ગામેગામે ફરીને પાડયો હતો, તે ઢંઢેરાની મતલબ ફક્ત મહેરના છોકરાઓ અંગ્રેજી ભણી વકીલ કે ડાક્ટર કે બીજી ડિગ્રીઓ મેળવી મિહિર સૂર્યવંશી ક્ષત્રિઓનાં આચાર વિચાર વેષ અને ધર્મને દેશવટો દઈ તથા ક્ષત્રિયના આર્યના બહારના ચિન્હ રૂપ શીખ (ચોટલી) સુત્ર (જનોઇ) અને મરદના ચિન્હરૂપ મૂછોને દેશવટો દઈ આર્ય મટી જાગલા બની જવા માટે એ ઢંઢેરો નહોતો પણ રાજભાષા અંગ્રેજી રહી તેથી વ્યવહારમા તે ઉપયોગી થઈ પડે તેટલા માટે તે ભણતી છતા સાથે સાથે આર્ય આચાર વિચાર ધર્મ વિગેરેને હદપાર, દરિયાપાર કરી આર્ય હિન્દુ ક્ષત્રિરતાથી ભ્રષ્ટ ન થવાય તેની કાળજી રાખવી જ જોઈએ.

અંગ્રેજ પાસેથી પણ ઘણુ સારૂં સારૂં શિખવાનું છે તે શિખવું પણ આપણું સારૂં સારૂં ગુમાવી માત્ર અંગ્રેજોના રીતરીવાજાદિની વગુ સમજે નકલ કરવાથી ધર્મ ભ્રષ્ટતાને ઉદ્દતાઈ આવી જાય તો તો તેના કરતાં વગર ભણ્યા આપણે ગામડીઆ હતા તેજ સારા હતા.

ગામડીઆ મહેરમાં દયા, પ્રેમ, શ્રદ્ધા, ઉદારતા, પ્રમાણિકતા અને સત્યતાદિ સારા ગુણો હોય છે. તે ગુણો આજકાલના ઈંગ્રેજી ભણેલાઓનો મોટો ભાગ ખોઈ બેસે છે તેથી નથી થતા ઈંગ્રેજ અને નથી રહેતા મહેર. ભણવું એ કાંઈ માત્ર પૈસા કમાવા માટે નથી, ભણતરનો પૈસા-કમાવાનો તો ગૌણ ઉપયોગ છે, ભણવું એટલે કેલવણી લેવી અને મન બુદ્ધિ કેળવવાં. અને સાચી કેલવણી તો સાચા મનુષ્ય થવાય. તેજ કહેવાય.

"મનુષ્ય થવું એટલે પોતાની વિદ્યા જેવી કે વકીલાત. ડાક્ટરી ભણી પોતાની એ વિદ્યા વડે ગરીબોને તન, મન, ધન વડે યથા શક્તિ મદદ કરવી તે."

જો તેમ ન થાય અને વકીલો કે ડાક્ટરો કે બીજા વેપારી વિગેરે ગરીબોનાં ગળાં ઉપર પોતાના ધંધાનાં આકરાં બીલોની પાણીદાર છુરીઓ મૂકતાં તે બાહેઓનાં હૃદય ને હાથ કંપે નહિ. તો તો તેના કરતાં તે ન ભણ્યો હોત તો સારૂં હતું એ ભભકાદાર નેકટાઈ કોલર ને કોટપાટલુન ને હેટ કરતાં મેલડીઓ લુગડાવાળો એ દયાળુ ભોળો પ્રેમી પાપથી ડરનારો અને યથાશક્તિ ધર્મને પંથે ચાલનારો, એ ગામડીઓ મહેર હજાર દરજ્જે સારો છે. કારણ તેમાં મનુષ્યપણું છે. માણસાઈ છે.

"મનુષ્ય જન્મનું સાર્થક જ એ છે કે વિદ્યા ધન. સત્તા અને વૈભવાદિનો બીજાના ભલા માટે ઉપયોગ કરવો. બને તો સુખ દેવું, પણ કોઇને દુઃખ ન દેવું"

"ધર્મથી ઢુકડો રહેજે ને પાપથી છેટો રહેજે"

આજે સર્વ ધર્મ મત પંથ અને સંપ્રદાયના મહાપુરૂષોનો હદેશો છે.

મે પણ છત્રીશ વર્ષ પહેલા એજ ઢંઢેરો સાદ પાડયો હતો અને શ્રી મુલદાસજી મહારાજ પણ એજ કહે છે.

"સુતારે જન તમે જાગજો એમ મુલદાસ કહે મહારાજરે"

મે પણ ઢંઢેરામા ગાયુ હતુ કે,

**"હે વીર મારા ! મહેર પ્યારા ! શું સુતા હજી ઘેનમાં !**
**લજ્યા લુટાએ ભર બજારે કાં ગ્યા હજુ માનમાં !**
**એક દિન એવો તો હતો તવ શિર છત્ર છાજતાં,**
**આજે રખડતા ભર બજારે કાં હજુ નથી લાજતા !"**

વીગેરે, છેવટમા કહ્યુ કે

સુતા અનાદિ ઘેનમા એ ઘેનને હવે ત્યાગજો
**સુણી ઢંઢેરો ધર્મનો કથે નાગ મહેરો જાગજો**

બંધુઓ ! મે તો માત્ર એ ઢંઢેરો પાડી સુતેલા મહેરોને જગાડયા પણ વહેવાર પક્ષે મારા નાનાભાઇ શ્રી **માલદેવ રાણા ભાઇએ** તો એ ઢંઢેરાને અને દરિયાપારના આફ્રિકા વિગેરે દેશમા પહોચાડી પોતાના તન મન અને ધનનો ભોગ આપી "મહેર વિદ્યાર્થી ભવનની" સુંદર સસ્થા મૂર્તિમાન કરી અર્થાત્ મેં વાવેલા **બીજોને** ભાઈ માલદેવ રાણાએ વિદ્યાના પાણી સીચાવી મહેર વિદ્યાર્થી રૂપી વૃક્ષોને ફલદ્રુપ કર્યાં કે જેના મધુર ફલરૂપ ભાઇ જેઠાભાઈ બગદરવાળા બી એ એલ એલ બી ભાઈ માલદેવજી કટાણાવાળા એલ એલ બી થયા અને ભાઈ પરબતજી નાગાજી કુટાણાવાળા એમ બી બી એસ થયા અને બગવદરવાળા ભાઇશ્રી લાખણસી ભાઇ વજીરના મોટા દિકરા ઇનજીનીયર ખાતામા ઓવરસીયરની જગ્યા પર કે ઓખીરાવાળા ભાઇશ્રી, રાણા આનાના પુત્ર સામતભાઈ પણ ગાર્ડન ખાતાની સારી જગા પર છે કેટલાક વિદ્યાર્થીઓ બી કોમ અને બી એ. સાયન્સનો અભ્યાસ કરતા અમદાવાદ કોલેજમા છે કેટલાક ઉપયોગ પુરતું જાણી પરદેશ કમાય છે

હાલ લગભગ બાવન વિદ્યાર્થીઓ ભાઇશ્રી માલદેવભાઇના મોટા દિકરા શ્રી. કેશવભાઈની દેખરેખ નીચે વિદ્યાર્થી ભવન ચાલે છે તેમાં રહી ભણે છે શ્રી. કેશુભાઈ ડ્રોઈંગ ટીચર તરીકે હાઈસ્કુલમાં કામ કરે છે ભાઇશ્રી માલદેવ ભાઇના નાના દિકરા લક્ષ્મણભાઈ બી. એ. પાસ થઇ શ્રી રાજ્ય તરફથી ડેરી ફાર્મ સબંધી ભાવનગર અભ્યાસ કરે છે. જે મહેર જ્ઞાતિમાં આજથી પચાસ પંચાવન વર્ષ પહેલા માત્ર અમો બે ભાઇઓ જ માત્ર ગુજરાતી સાત ચોપડી ભણ્યા હતા અને મારા પૂજ્ય પિતાશ્રીનો અતી પરિશ્રમ છતાં હુ માત્ર ફોટ (પુસ્તક) ઈંગ્રેજી ભણ્યો હતો તેને બદલે આજે ઉપર પ્રમાણે મહેર જ્ઞાતિમાં ભણવા સંબંધી અને વેપાર સંબંધી ઉન્નતિ આવી છે.

આફ્રિકામા મહેર ભાઇઓ સારા પ્રતિષ્ઠા વાળા વેપારી લાઇનિમાં પણ છે આ બધું પરિણામ કેલવણીનું છે અને તે બધો પ્રયત્ન ભાઈ માલદેવ રાણાનો છે મેં તો માત્ર જગાડયા માલદેવ ભાઇએ કામે લગાડયા મેં તો માત્ર બીજ વાવ્યાં ભાઈ માલદેવ ભાઈએ વૃક્ષોને પોષ કુલો આપનાં કર્યા. આ વૃક્ષોને પોષવામાં પોરબંદરના આપણા પ્રજા વત્સલ સૌમ્યમૂર્તિ નામદાર, મહારાણા શ્રી શ્રીમાન નટવરસિંહજી સાહેબની મહેર પ્રત્યેની કૃપા દ્રષ્ટી પ્રધાન પણે છે મહેર અને રાજ્યનો સંબંધ અદ્‌ભૂત છે.

અને પરોપકાર પ્રિય વિનિત હ્રદયી શ્રીમાન શેઠ નાનજીભાઇ કાલીદાસભાઇ મહેતા એ તો મહેરને અને મહેર વિદ્યાર્થીઓને પોતાના માની લીધા છે ત્યાં વિશેષ કહેવાનું શું હોય !

સિવાય આફ્રિ વસતા અને પરદેશ વસતા મહેર બંધુઓએ પોતાની જ્ઞાતિ સેવામાં યથાશક્તિ ફાળો આપ્યો છે. અને આપે છે જુદાં જુદાં નામ આપતો નથી કેમકે પોતેજ પોતાની સેવા કરે છે. તેમાં નામની જરૂર નજ હોય આ બધું મહેર વિદ્યાર્થી મનુષ્ય બની

આર્ય હિંદુ પણ જાળવી રાખી બીજાને પણ આર્યના ધર્મો સમજાવવા માટે છે નહિ કે જાગલા બની જવા।

કાળનુ ચક્ર કદી એક સ્થળે સ્થિર રહ્યુ નથી ક્ષણે ક્ષણે બદલાતું જ રહે છે જ્યા એક ગ્યએ ભવ્ય રાજ મહાલયો અને નદનવન સરખા મધુર અને વલીઓનો સમુહ હોય છે પરમ સીતન સુવાસીત જલથી છલો છ ન મને કાઠાને ઘસતી જતી વિશાલ સરિતાઓ હોય છે સ મનનુ ચક્ર ફરી વગા ઉજ્જડ વૃક્ષ વેલીનુ કે મધુર જલનું ટીપુ પણ નમને તેવુ વિશાન રેતીનુ ત્રણ બની જાય છે અને જ્યા ઉજ્જડ વેગન રેતીના રણ હાન છે ત્યા દિવ્ય મહાનયો અને મધુર ફૂલો પુષ્પો અને જનાશયો મની જાય છે આ નિયમ જાતી કે વ્યક્તિ માટે પણ તેવોજ અચુક વર્ત કે એક વખતે યુરોપવાસી પ્રજા તદન જગલી સ્થિતિમા હતી અન યુરોપની ભૂમિ ઉજ્જડ સદ્દશ હતી અને આપણી ભારત ભૂમિની પ્રજા મળા કૌશલ્ય વિદ્યા વૈભવ સભ્યતાદિમા સમગ્ર પૃથ્વિમા ઉન્નતિના ટોચ (શીખર) પર હતી અને ભારત ભૂમિ નાના પ્રકારના રસભ્સ અને હીરા મોતિ, સોનુ રૂપુ ત્રણુ અને લોઢાદિ કિંમતી વસ્તુથી ભરપુર હતી આજે એ ભારતભૂમિ અને ભારતવાસીઓ ઉપર કાલનો આઘાત પડેલો ફરી વળતા ભ રત ભૂમિ અ ા તેના બાળકો અન્ન ધન અને વૈભવથી ચ્યુત થઇ ભ્રષ્ટ થઈ અન્ન વસ્ત્ર વિના વલવલે છે આમ થતામા કાળના પ્રભાવ ભારતવાશીઓ પોતાના ધર્મ મર્મ રીત રીવાજ આચાર, વિચાર, સત્ય પ્રમાણિકતા અને કર્તવ્ય પાલન (ફરજ) રૂપી સ્વધર્મથી ભ્રષ્ટ થયા તેજ છે કોઈ પણ દેશ જાતી કે વ્યક્તિ સ્વધર્મથી ભ્રષ્ટ થાય છે ત્યારે તેની આવીજ દશા થાય છે એ ઇશ્વરી સત્તાનો અચૂક નિયમ છે

ત્યારે એક વખતની જગલી યુરોપી પ્રજા આજે દેવા જેવા દબવા ભોગવે છે અને યુરોપ નદનવન સમો મૃત્યુ લોકના સ્વર્ગ સમો બની ગયો છે તેનુ કારણુ તે પ્રજા ધર્મના અંગો જેવાં

રામાયણ કે મહાભારતમાથી સારી સારી કથાઓ સંભળાવી આર્ય સંસ્કૃતિના અમીઝરણાથી પોતે પોતે પણ તેનું પાન કરી નીતિને રસ્તે ધંધો કરતા પ્રભુ જે અન્નઆદિ આપે તેમાથી પોતાનુ ભરણ પોષણ કરે આવ્યા અતીથિ અભ્યાગત સાધુ ગરીબની પણ અનાદિથી સેવા કરીને ઝુંપડીનો ધર્મ "**અતિથિ દેવો ભવ**"નુ યથાશક્તિ પાલન કરી સાદું ને નિર્દોષ માનવજીવન સફળ કરે. સાચુ સુખ તો સંતોષમા છે રાજાઓ કે ધનાઢયો ભવ્ય રાજમહેલમા મખમલની તળાઈમા જે સાત્વિક અને મીઠી નિંદ્રા લઇ શકતા નથી સોના રૂપાના થાળમા છત્રીસ જાતના મેવા મીઠાઈમા જે તૃપ્તિ અનુભવી શકતા નથી તે એક સાદુ સંતોષી ને પ્રમાણિક જીવન ગાળનાર મનુષ્ય પોતાની ઘાસની ઝુંપડીમા માત્ર એકાદ જુની ગોદડી ઉપર કે માટીના ઢેફા ઉપર ઘસઘસાટ મીઠી નિંદ્રા લઇ શકે છે ઠીકરાની ત્રાંસેન કાથરોટમાં કે રામપાનમા રોટલા રાબ અને છાશ વડે અમૃતતુલ્ય તૃપ્તિ અનુભવી શકે છે અને તનમનથી સદા નિરોગી રહે છે

માગ વહાલા મેરબધુઓ ! આપણુ તો એ સ્વાભાવિક સાદુ અને સાત્વિક ખેડુનુ જીવન છે સાચા અજાતા તો તમે ઉંડ ઉપરથી ફરેલ ઉજેવ કપડા નીચે રૂદયમ અમીરી ભની દીશાવરી છપાઇ રહી છે ત્યારે ધનાઢયો અને રાજાઓના બહારના ભભકા નીચે મોટે ભાગે રૂદયમા ક્ષુદ્રતા કંગાલીયતા છુપાઈ રહી છે માટે બહારના ખોટા ભભકાનો મોહ તજી દઈ અને તે ખોટા ભભકા માટે કાળાધોળા તજી દઈ તમારૂં સાદુ અને સાત્વિક જે પ્રેમ આત્મભાવ ઇશ્વર અનશાસ્ત્ર અને સ્વધર્મ પ્રત્યેની શ્રદ્ધાનો પોરસ છે તેને જાગી રહેવને અને માનવજીવન સફળ કરજો તયારતુ.

સમગ્ર વિશ્વ જ્યાં કાલના ચાલથી ધર્મ કર્મથી અદ્ધપા ભટ થયુ ત્ય તો તે જ વિશ્વમાની પ્રત્યેક પ્રજા પણ પોતાના ધર્મ, કર્મ, રીત, રીવાજ, આચાર વિચારથી ભ્રષ્ટ થાય તેમા શુ આશ્ચર્ય ! તેથી ન

ગભરાતા ધીરજથી પોતાના વર્ણ આશ્રમના ધર્મનુ યથાશક્તિ પાલન કરજો પાળેલો ધર્મ જ સાચો સંગાતી છે.

મહેર પ્રજા એક વખત ક્ષાત્ર ધર્મકર્મથી વિભૂષિત હતી તે ભાઈશ્રી માલદેવભાઈએ અતી પરિશ્રમ કરી "મહેર જવામર્દ"ના બહાર પડેલ બે પુસ્તકોથી અને આ ત્રીજા પુસ્તકથી વિવેકીને જ્ઞાત થશે, મહેરપણાનુ સાચુ અભિમાન જાગ્રત કરો

જેમ ચદનનુ લાકડુ ઘણો વખત પાણીમા પડી રહેવાથી તેની સ્વભાવિક સુગધ દબાઈ જઈ પાણીના સેવાળની દુર્ગંધી અનુભવાય છે પણ પુન. તે લાકડાની પાણીથી બહાર કાઢી સારી રીતે ઘસી ધોઈ સુકવતા તેની સ્વાભાવિક જાતીય સુગધ બહેકી નીકળે છે તેમ મહેર જ્ઞાતી અત્યારે સમય દોષને સંગ દોષથી પોતાના સ્વાભાવિક ગુણો ધર્મ, કર્મ, રીત, રીવાજાદિની સુગધી ગુમાઇ બેઠી છે તે સાચી કેલવણી રીતરીવાજ આદિથી પુન પ્રાપ્ત કરવી જોઈએ અને તેમ થાય તો જ તે કેલવણી કહી શકાય નહિતર તો પાપે પેટ ભરવાનુ એક સાધન જ ગણાય.

મહેરબધુઓ, "મહેર જવામર્દ"ના પુસ્તકમાથી તમારા થઈ ગયેલા વીરવીરો દાનેશ્વરીઓ સત્યવાદીઓ અને ભક્તો (બાઈઓ અને ભાઈઓ) ના ચારિત્રમાથી તેમના તે તે ગુણોને તમારામા તમારા જીવનમા આચારમા મૂકશો ને સાચા મિહિર સૂર્યવશી રાજપૂતને શોભે તેવુ જીવન ગાળી આલોકમા તથા પરલોકમા સુખી થશો માનવજીવન માત્ર બીજાનુ લોહી પીને મસ્ત બનેલા માકડ જેવુ જીવવા માટે નથી પણ—

"ગાર્ઈ લે ગોવિંદ ગુણ જન્મ સફલ કર લે"
કર લે ભલાઈ કછુ રખજા નિશાની

આમ થાય તો જ માનવજીવન સફળ ગણાય આવુ જીવન જે

કે ઉદ્યોગીપણું કર્તવ્ય પાલનતા પ્રમાણિકતા આદિ આદિનું પણ ભારત વર્ષની પ્રજા કરતાં વધારે પાલન કરે છે અને કોઈ પણ એક ધ્યેયમાં તલ્લીન થઈ જીવને જોખમે મક્કમ વળગી રહે છે એ છે. *

આપણે માત્ર ધર્મનાં બહારનાં માળા પૂજા તિલકને જ વળગી રહી અને તે માળા પૂજા તિલકનું રહસ્ય સમજ્યા વિના માત્ર દંભતા પૂર્વક દુનિયાને બનાવવા પૂરતા મોટે ભાગે કરીએ છીએ અવશ્ય આ માળાદિ બહારના ચિન્હોની પણ અસાધારણ જરૂર છે પણ તેનું **રહસ્ય** સમજીને તે ધારણ કરવાં જોઈએ. તેની સાથે શ્રદ્ધા નીતિ પ્રમાણિકતા, કર્તવ્ય પાલનતા, દયા, સત્ય, અને ભ્રાતૃ ભાવ આદિ આંતર ધર્મ પાલનની અસાધારણ જરૂર છે. અગાઉના રાજાઓએ સત્ય માટે રાજવૈભવ ને છેવટ પ્રાણ પણ અર્પણ કરેલા છે જેના સેંકડો દાખલા શ્રી મહાભારત શ્રી ગીતાજી શ્રી રામાયણ અને ઇતિહાસોમાં મોજુદ છે. શ્રી હરિચંદ્ર શ્રીરામ શ્રી યુધિષ્ઠર અને શ્રી સીતાજી શ્રી તારામતી અને શ્રી દ્રૌપદિ આદી ઉદ્દારણો જગ જાહેર છે

"આજે એ રામ કે હરિચંદ્ર કે યુધિષ્ઠર એ સીતા કે તારામતી કે દ્રૌપદિ નથી. તેથી આજે એ રિદ્ધિસિદ્ધિવાળો ભારત પણ રહ્યો નથી."

મરજી પ્રમાણે આચાર વિચાર અને શાસ્ત્રે કહેલાં ધર્મ કર્મનો ત્યાગ કરી ગમે તે જાતના પુરૂષ સાથે ગમે તે જાતની સ્ત્રી કેવળ વિષયવાસનાની તૃપ્તિ અર્થે લગ્નને નામે જોડાય તે લગ્ન નથી પણ વ્યભિચાર છે. તેથી જ તેવાં લગ્નના છુટા છેડા થાય છે આ ભ્રષ્ટ વાળો યુરોપથી આપણા દેશમા આવ્યો છે. યુરોપના વિવેકીઓ પણ પણ આ અનાચારથી ત્રાસી ગયા છે અને હાલની કેલવણીથી યુરોપના વિવેકીઓ પણ કંપી ઉઠયા છે કારણ જે કેલવણીથી બાલક બાલિકાઓને પ્રમાણિક પવિત્ર અને ઈંદ્રિયો અંત કરણ

કે ઉદ્યોગીપણું કર્તવ્ય પાલનના પ્રમાણિકતા આદિ આદિનું પણ સારત્વ વર્ષની પ્રાપ્ત કરતાં વધારે પાલન કરે છે અને કોઈ પણ એક ભેખમાં તલ્લીન થઈ જીવને જોખમે મક્કમ વળગી રહે છે એ છે. *

આપણે માત્ર ધર્મનાં બહારનાં માળા પૂજા તિલકને જ વળગી રહી અને તે માળા પૂજા તિલકનું રહસ્ય સમજ્યા વિના માત્ર દભતા પૂર્વક દુનિયાને બનાવવા પૂરતા મોટે ભાગે કરીએ છીએ. અવશ્ય આ માળાદિ બહારના ચિન્હોની પણ અસાધારણ જરૂર છે પણ તેનું રહસ્ય સમજીને તે ધારણ કરવાં જોઇએ. તેની સાથે શ્રદ્ધા નીતિ પ્રમાણિકતા, કર્તવ્ય પાલનતા, દયા, સત્ય અને ભ્રાતૃ ભાવ આદિ આંતર ધર્મ પાલનની અસાધારણ જરૂર છે. અગાઉના રાજાઓએ સત્ય માટે રાજવૈભવ ને છેવટ પ્રાણ પણ અર્પણ કરેલાં છે જેના સેંકડો દાખલા શ્રી મહાભારત શ્રી ગીતાજી શ્રી રામાયણ અને ઇતિહાસોમાં મોજુદ છે. શ્રી હરિશ્ચંદ્ર શ્રીરામ શ્રી યુધિષ્ઠર અને શ્રી સીતાજી શ્રી તારામતી અને શ્રી દ્રૌપદિ આદી ઉદાહરણો જગ જાહેર છે

“ આજે એ રામ કે હરિશ્ચંદ્ર કે યુધિષ્ઠર એ સીતા કે તારામતી કે દ્રૌપદિ નથી. તેથી આજે એ રિદ્ધિસિદ્ધિવાળો ભારત પણ રહ્યો નથી.”

મરજી પ્રમાણે આચાર વિચાર અને શાસ્ત્રે કહેલાં ધર્મ કર્મનો લાભ કરી ગમે તે જાતના પુરૂષ સાથે ગમે તે જાતની સ્ત્રી કેવળ વિષયવાસનાની તૃપ્તિ અર્થે લગ્નને નામે જોડાય તે લગ્ન નથી પણ વ્યભિચાર છે. તેથી જ તેવાં લગ્નના છુટા છેડા થાય છે. આ ભ્રષ્ટ વાળો યુરોપથી આપણા દેશમાં આવ્યો છે. યુરોપના વિવેકીઓ પણ પણ આ અનાચારથી ત્રાસી ગયા છે અને હાલની કેળવણીથી યુરોપના વિવેકીઓ પણ કંપી ઉઠયા છે કારણ કે કેળવણીથી બાલક બાલિકાઓને પ્રમાણિક પવિત્ર અને ઈંદ્રિયો અંતઃકરણ

ઉપર સંયમ રાખવાનું શીખવું જોઇએ તેજ કેળવણી લેતા વિદ્યાર્થી જીવનમાં જ જો છોકરા છોકરીઓ ઉદ્ધત સ્વચ્છંદી અને દુરાચારી થાય તેને કેળવણીનું નામજ કેમ અપાય! એ તો પશુ કરતાં પણ અધમ કહેવાય તેથી યુરોપના વિદ્વાનો માને છે કેઃ

"હાલ યુરોપ ઉન્નત્તિના પંથે દોડી રહ્યું નથી પણ ખરી રીતે અધોગતિના પંથેજ ધસમસી રહ્યું છે. યુરોપી પ્રજાએ માનવ જીવનના સુખ માટે કંઈ નવી શોધખોળ કરી નથી પણ માનવતાનો ભયંકર સંહાર કરવાનાં રાક્ષસી સાધનો આગુબોંબ ટ્રેંકો એરોપ્લેનો અને ભયંકર રાક્ષસી તોપોની શોધ કરી પોતપોતાને જ હાથે પોતાનું સત્યાનાશ કાઢયું છે. આ કથન જૂઠું નથી સોળે સોળ આના સત્ય છે, અને તે આપણને સૌ હાલની રાક્ષસી લડાઈએ માનવ જીવનનો સત્યાનાશ કાઢયો તેથી જાણીએ છીએ. હજુ પણ ભવિષ્ય અતિ ભયંકર છે.

"પ્રભુ ચરણે પ્રાર્થના છે કે આપણ સૌને એ ભયંકરતાથી બચાવવા કૃપા કરે"

મારા મહેર જુવાનીઆઓ! તમે આવી કેળવણીના મોહમાં **પડી** તમારી વંશપરમપરાની આર્ય સંસ્કૃતિથી ભ્રષ્ટ ન થશો **ઈંગ્રેજી રાજભાષા** છે. તો તેને જરૂર પૂરતી ભણો પણ સાથે સાથે તમારી આર્યતાને હદપાર ન કરશો.

વળી ઈંગ્રેજી ભણેલાની કિંમત પણ કેટલી! એક બી. એ. થએલો જુવાન બાપના હજારો રૂાનું પાણી કરે ત્યારે રૂા. ૩૫ નો માસિક પગાર કમાય આ ભયંકર મોંઘવારીમાં માત્ર એકનુંજ ગુજરાન થાય તેજ દશા બીજી ડિગ્રીઓ મેળવનારની છે. તેના કરતાં હજામ, સુતાર, મોચી, લુહાર, દરજી, કે કડિયા કામ શિખ્યો હોય તો શું ખોટું? સ્વતંત્ર ધંધો સાંજ પડે બે ત્રણ રૂપીયા ખુશીથી મેળવે અને રાત્રીના વાળુ કરી પોતાના બાલબચ્ચાંને

વિદ્યાથી, કેળવણીથી પ્રામ થાય તેજ વિદ્યા નહિતર અવિદ્યા

બધુઓ ! પ્રતમા માગ આ લખાણમા કાંઈ ટીમરૂપ કરવાર જણાય તે પણ તે હું તમારા છુ અને તમે મારા છો એ દષ્ટિથી મે ઇરાદાપૂર્વક મવાશ પાઈ છે અને તેમા તમારૂં હિત છે તેમ માની પાન કરશો તો અવશ્ય લાભ થશે અને માઠુ લાગે તો ક્ષમા કરશો

મારી હાથની આગળીએ સખ્ત લાગવાથી ડોક્ટરની લખવા વિગેરેની પ્રવૃત્તિ કરવાની મનાઈ હોવા છતાં ભાઈશ્રી માવદેવભાઈની ધગશભરેલી મહેર બધુઓની સેવામા હું મારી આ અ પ સેવા અર્પી મહેર નરીકે સતોષાનુભવ કરૂ છુ અને સાધુ તરીકે તો સમગ્ર પ્રાણિ જૂદે જૂદે રૂપે મારા જ આત્માઓ છે

પરમકૃપાળુ પરમાત્મા સૌને શાતિ અને સુબુદ્ધિ આપવા કૃપા વાન થાઓ એવુ પ્રભુ ચરણે યાચી ઇતિ શ્રી અતર્યામી રૂપી શ્રીનાથ સદ્ગુરૂ ચરણે વિરમે છે

હરિ ૐ શાતિ
'શ્રીરામજયતિ'
બખરલા

હું છુ તમારો સદાનો શુભેચ્છક,
બ્ર આત્મપ્રકાશના આશીર્વાદ
(કેશવારા નાગાર્જુન રાણા)



સંસાર એ એક મોટું ઝાડ છે અથવા વિશાળ ધર્મશાળા છે સાંજ પડતા જૂદી જૂદી દિશાએથી જૂદા જૂદા નામરૂપવાળા પક્ષીઓ આવી જૂદી જૂદી ડાળીઓ ઉપર રાત વાસો કરી સવાર પાછા ઉડી જાય છે તેમ **સંસારરૂપી** ઝાડ ઉપર જૂદા જૂદા **માનવરૂપી** પક્ષી ઓ કર્મપ્રભાવે ભેગા થાય છે **પ્રારબ્ધ** રૂપી રાત્રી પૂરી થતા પાછા ચાલ્યા જાય છે ક્યાંથી આવ્યા ' ક્યા ગયા ? તે કોઈ જાણતુ નથી. અને પાછા કદી એ દેહથી મળવાના પણુ નહિ માટે વિવેકીએ થોડા જીવન માટે રાગ દ્વેષ, ભાવા અભાવા ન કરતા બધા સાથે હળી મળી આનંદથી એક બીજાના સુખ દુ ખમા ભાગ લઈ પ્રભુ ભજી **માનવ જીવન** સફળ કરવુ એવો આ નીચેના પદમા ભાવ છે

રાગ ભેરવી

દો દિન કે મિજમાના અય પ્યારે ? દો દિન કે મિજમાના—ટેક
હમ પથી પ્રિય ! દુર કે બાશી હૂના અચાનક આના
હીલમીલ તુમ હમે બૈઠે પ્યારે ! પ્રાત ભયે પુની જાના  અય પ્યારે
જૈસે પ છી એક તરૂવર આયકે સગ જુડાના
પ્રાત ભયે વો ઉડ ચલેગે રે, નવ નામ નિશાના  અય પ્યારે
યહ જગ રચના વેસાહી જાનો જૈસા મુસાફીરખાના
આઇ મીલે કોઈ ઉત્તર દખન કાહુકર પશ્ચિમ આના  અય પ્યારે
ન્યારે ન્યારે પથ કે પથી ક્ષણભર સગ ઠેરાના
ઉઠ ચલે વો આપનસે જગ ક્યા રોના ! ક્યા પસ્તાના ! અય પ્યારે
દુર્લભ માનવ વહતન પાયો કા ધનધામ લલચાના
છોડ સભી વહ આખીર એક દિન સોના હૈ સમશાના  અય પ્યારે
(માટે) જબતક બસહુ સગ એ પ્યારે ! તબ તક ગોવિંદ ગાના
નાગ નારાયણ નાથ ભજો તુમ મીટ હી આવન જાના  અય પ્યારે

' નાગ " (આત્મપ્રકાશ)

રામાયણ કે મહાભારતમાંથી સારી સારી કથાઓ સંભળાવી આર્ય-સંસ્કૃતિનાં અમીઝરણાંથી પોતે પોતે પણ તેનું પાન કરી નીતિને રસ્તે ધંધો કરતાં પ્રભુ જે અન્નવસ્ત્રાદિ આપે તેમાંથી પોતાનું ભરણ-પોષણ કરે આવ્યા અતીથિ અભ્યાગત સાધુ ગરીબની પણ અનાદિથી સેવા કરીને ઝુંપડીનો ધર્મ "अतिथि देवो भव"નું યથાશક્તિ પાલન કરી સાદું ને નિર્દોષ માનવજીવન સફલ કરે. સાચું સુખ તો સંતોષમાં છે રાજાઓ કે ધનાઢયો ભવ્ય રાજમહેલમાં, મખમલની તગાદિમાં જે સાત્વિક અને મીઠી નિંદ્રા લઇ શકતા નથી. સોના રૂપાના થાળમાં છત્રીશ જાતના મેવા મીઠાઈમાં જે તૃપ્તિ અનુભવી શક્તા નથી. તે એક સાદું સંતોષી ને પ્રમાણિક જીવન ગાળનાર મનુષ્ય પોતાની ઘાસની ઝુંપડીમા માત્ર એકાદ જુની ગોદડી ઉપર કે માટીનાં ઢેફાં ઉપર ઘસઘસાટ મીઠી નિંદ્રા લઇ શકે છે. ઠીકરાની ભાંગેલ કાથરોટમાં કે રામપાત્રમાં રોટલો રાબ અને છાશ વડે અમૃતતુલ્ય તૃપ્તિ અનુભવી શકે છે અને તનમનથી સદા નિરોગી રહે છે.

મારા વહાલા મેરબધુંઓ ! આપણુ તો એ સ્વાભાવિક સાદુ અને સાત્વિક એહનું જીવન છે. સાચા અન્નદાતા તો તમે છો. ઉપરથી ફાટેલ તૂટેલ કપડાં નીચે રૂદયમાં અમીરી રૂદયની દીલાવરી છુપાઇ રહી છે ત્યારે ધનાઢયો અને રાજાઓના બહારના ભભકા નીચે મોટે ભાગે રૂદયમા ક્ષુદ્રના કંગાલીયતા છુપાઈ રહી છે માટે બહારના ખોટા ભભકાનો મોહ તજી દઈ અને તે ખોટા ભભકા માટે કાળાધોળાં તજી દઈ તમારૂં સાદુ અને સાત્વિક કે જે પ્રેમ આત્મભાવ ઇશ્વર સતશાસ્ત્ર અને સ્વધર્મ પ્રત્યેની શ્રદ્ધાનો પોષક છે તેને વળગી રહેજો. અને માનવજીવન સફળ કરજો. તથાસ્તુ.

સમગ્ર વિશ્વ જ્યાં કાલના ચક્રથી ધર્મ કર્મથી બહુધા ભ્રષ્ટ થયું છે તો તે જ વિશ્વમાંની મહેર પ્રજા પણ પોતાના ધર્મ, કર્મ, રીત, રીવાજ, આચાર વિચારથી ભ્રષ્ટ થાય તેમાં શું આશ્ચર્ય? તેથી ન

ગભરાતાં ધીરજથી પોતાના વર્ણ આશ્રમના ધર્મનું યથાશક્તિ પાલન કરજો પાળેલો ધર્મ જ સાચો સંગાતી છે.

મહેર પ્રજા એક વખત જ્ઞાન ધર્મકર્મથી વિભૂષિત હતી તે આઈશ્રી માલદેવભાઈએ અતી પરિશ્રમ કરી "મહેર જવાંમર્દ"ના બહાર પડેલાં બે પુસ્તકોથી અને આ ત્રીજા પુસ્તકથી વિવેકીને જ્ઞાત થશે, મહેરપણાનુ સાચુ અભિમાન જાગ્રત કરો

જેમ ચંદનનું લાકડું ઘણો વખત પાણીમા પડી રહેવાથી તેની સ્વભાવિક સુગંધ દબાઈ જઈ પાણીના સેવાળની દુર્ગંધી અનુભવાય છે પણ પુન. તે લાકડાની પાણીથી બહાર કાઢી સારી રીતે ઘસી ધોઈ સુકવતા તેની સ્વાભાવિક જાતીય સુગંધ બહેકી નીકળે છે તેમ મહેર જ્ઞાતી અત્યારે સમય દોષને સંગ દોષથી પોતાના સ્વાભાવિક ગુણો ધર્મ, કર્મ, રીત, રીવાજાદિની સુગંધી ગુમાઇ બેઠી છે તે સાચી કેલવણી રીતરીવાજ આદિથી પુન· પ્રાપ્ત કરવી જોઈએ અને તેમ થાય તો જ તે કેલવણી કહી શકાય નહિતર તો પાપી પેટ ભરવાનું એક સાધન જ ગણાય

મહેરબંધુઓ, " મહેર જવામર્દ "ના પુસ્તકમાથી તમારા થઈ ગયેલા શુરવીરો દાનેશ્વરીઓ સત્યવાદીઓ અને ભક્તો (બાઇઓ અને ભાઈઓ) નાં ચારિત્રમાથી તેમના તે તે ગુણોને તમારામાં તમારા જીવનમા આચારમા મુકશો ને સાચા મિહિર સૂર્યવશી રાજપૂતને શોભે તેવુ જીવન ગાળી આલોકમા તથા પરલોકમા સુખી થશો. માનવ-જીવન માત્ર બીજાનુ લોહી પીને મસ્ત બનેલા માકડ જેવુ જીવવા માટે નથી પણ—

"ગાઈ લે ગોવિંદ ગુણ જન્મ સફલ કર લે."
**કર લે ભલાઈ કછુ રખજા નિશાની**

આમ થાય તો જ માનવજીવન સફળ ગણાય આવુ જીવન જે

વિદ્યાથી, કેળવણીથી પ્રાપ્ત થાય તેજ વિદ્યા નહિતર અવિદ્યા.

બંધુઓ! ઉપરમાં મારા આ લખાણમાં કાંઈ ટીકારૂપ કરવાનું જણાય તો પણ તે હું તમારો છુ અને તમે મારા છો એ દષ્ટિથી મે ઇરાદાપૂર્વક કરવાશ પાઈ છે અને તેમાં તમારૂં હિત છે તેમ માની પાન કરશો તો અવશ્ય લાભ થશે અને માઠું લાગે તો ક્ષમા કરશો.

મારી હાથની આંગળીએ સખ્ત લાગવાથી ડોકટરની લખવા વિગેરેની પ્રવૃત્તિ કરવાની મનાઈ હોવા છતાં ભાઈશ્રી મહાદેવભાઈની પગથભરેલી મહેર બંધુઓની સેવામાં હું મારી આ અલ્પ સેવા અર્પી મહેર તરીકે સતોષાનુભવ કરૂ છું અને સાધુ તરીકે તો સમગ્ર પ્રાણિ જૂદે જૂદે રૂપે મારા જ આત્માઓ છે.

પરમકૃપાળુ પરમાત્મા સૌને શાંતિ અને સુબુદ્ધિ આપવા કૃપાવાન થાઓ એવુ પ્રભુ ચરણે યાચી વૃત્તિ શ્રી અંતર્યામી રૂપી શ્રીનાથ સદ્‌ગુરૂ ચરણે વિરામે છે.

હરિ ૐ શાંતિ.
"શ્રીરામજયતિ"
બખરલા.

હું છુ તમારો સદાનો શુભેચ્છક,
બ્ર. આત્મપ્રકાશના આશીર્વાદ.
(કેશવાશ નાગાર્જુન રાણો)

---



(સંસાર એ એક મોટુ ઝાડ છે અથવા વિશાળ ધર્મશાળા છે. સાંજ પડતા જૂદી જૂદી દિશાએથી જૂદા જૂદા નામરૂપવાળા પક્ષીઓ આવી જૂદી જૂદી ડાળીઓ ઉપર ગત પાસો કરી સવારે પાછાં ઊડી જાય છે. તેમ **સંસારરૂપી** ઝાડ ઉપર જૂદા જૂદા **માનવરૂપી** પક્ષીઓ કર્મપ્રભાવે ભેળા થાય છે. પ્રારબ્ધ રૂપી ગત્રી પૂરી થતા પાછા ચાલ્યા જાય છે ક્યાંથી આવ્યા ? ક્યા ગયા ? તે કોઇ જાણતુ નથી. અને પાછાં કદી એ દેહથી મળવાના પણ નહિ માટે વિવેકીએ થોડા જીવન માટે રાગ દ્વેષ, ભાવા અભાવા ન કરતા બધા સાથે હળી મળી આનંદથી એક બીજાનાં સુખ દુઃખમા ભાગ લઈ પ્રભુ ભજી **માનવ જીવન** સફળ કરવુ એવો આ નીચેના પદમા ભાવ છે.

**રાગ ભૈરવી**

દો દિન કે મિજમાના અય પ્યારે ? દો દિન કે મિજમાના—ટેક
હમ પંથી પ્રિય ! દુર કે બાશી હવા અચાનક આના
હીલમીલ તુમ હમે બૈઠે પ્યારે ! પ્રાત ભયે પુની જાના . . અય પ્યારે
જૈસે પછી એક તરૂવર આયકે સગ જુડાના
પ્રાત ભયે વો ઉડ ચવેગે રે, નવ નામ નિશાના . . . અય પ્યારે.
યહ જગ રચના વૈસાહી જાનો જૈસા મુસાફીરખાના
આઇ મીલે કોઈ ઉત્તર દખન કોઇકર પશ્ચિમ આના. . . અય પ્યારે.
ન્યારે ન્યારે પથ કે પથી ક્ષણભર સગ ઠેરાના
ઉઠ ચલે વો આપનસે જગ ક્યા રોના ! ક્યા પસ્તાના ! અય પ્યારે.
દુર્લભ માનવ વહતન પાયો કા ધનધામ લલચાના
ખાક સભી વહ આખીર એક દિન સોના હૈ સમશાના...અય પ્યારે
(માટે) જબતક બસતુ સગ ઓ પ્યારે ! તબ તક ગોવિંદ ગાના
નાગ નારાયણ નાથ ભજો તુમ મીટ હી આવન જાના .....અય પ્યારે
" નાગ " (આત્મપ્રકાશ)

કર્નલ ટોડ સાહેબની ખેડુતોની ઉન્નતી માટે કેવી ઉચ્ચ ભાવના હતી તે તેના ઉદગારો પરથી જણાશે ખેડુતોના હિતના હોવાથી આંહી લખવામાં આવેલ છે.

જ્યાં સુધી કૃષીકારો (ખેડુતો) સ્વયંમ વિદ્યાભ્યાસ કરીને પોતાની રક્ષા અને ઉન્નતી કરશે નહિ ત્યાં સુધી કોઈ પણ પ્રકારે. તેનુ ભગળ થશે નહિ. અફસોસ થાય છે કે એ દિવસ ક્યારે આવશે! એ શુભ સમય ક્યારે આવશે કે હિંદુસ્તાનના કૃષિકારો (ખેડુતો) અજ્ઞાન રૂપી અંધારામાંથી મુક્ત થઈ સ્વયંમ પોતાનો ઉદ્ધાર કરશે? એ શુભ ઘડી ક્યારે આવશે કે જમીનદારો અને પ્રજાની વીશમતા જળ મુળથી ઉખડી જાય એ સમય ક્યારે આવશે કે ભારત દેશના રહેનારાઓ ઐક્યતાના પવીત્ર મંત્રથી દીક્ષીત થઈને એક બીજાને દ્રઢ આલિંગન કરીને (પ્રેમથી ભેટીને) જાતીય બળ સંચીત કરે (સંગઠન કરે) હાલતો કંઈજ અભીપ્રાય આપી શકાતો નથી પણ આશા રાખી શકાય કે ભારત દેશના વનતીઓ એક વખત જાગ્રત થશે અને પુનઃ એક વખત પોતાનું મસ્તક ઉન્નત કરશે આ ઘોર વિશમતા દુર થઈ સર્વ લોકો સુખનો અનુભવ કરશે.

---

શ્રી મહેર જવાંમર્દ ભાગ ૨ લા માટે પ્રોફેસર એસ. જી. શાસ્ત્રિ

એમ એ. એલએલ. બી.

નો અભિપ્રાય જુનાગઢ

મહેર જવાં મર્દ ભાગ ૧ લો એ પુસ્તક રસપ્રદ અને મનોરંજક છે કારણ કે તેમાની વાર્તાઓ ઐતિહાસિક ચિત્રાત્મક અને શૌર્યોત્તેજક છે મહેર ભાઈઓનું ગૌરવ બઢાવવામાં ને મહેર જ્ઞાતિનું કલ્યાણ સાધવામાં તમારી આવી સાહિત્ય પ્રવૃત્તિ ખુબ ઉપકારક અને કીંમતી

દાનવીર સ્વરૂપ રા. રા. રાજરત્ન

સ્વધર્મપ્રેમી શેઠશ્રી નાનજીભાઇ કાલીદાસ મહેતા

એમ. બી. ઈ



નિવડશે તેની મને ખાત્રી છે. પરમાત્મા તમારી પાસે આવાં વધુ પુસ્તક રચાવે ને કોમ તથા દેશની સેવા કરવે એજ મારી નમ્ર પ્રાર્થના છે. તમને તમારી આ શુભ પ્રવૃત્તિમાં જ્વલંત ફતેહ ઈચ્છું છું.

લિ. સ્નેહાંકિત
અં. ગં. શાસ્ત્રિના યથાયોગ્ય

---

શ્રીમાન ભાઇ માલદેવભાઇ

બોટાદ, તા. ૧૦–૮–૪૫

આપનો કાગળ તથા મહેર જ્વાંમર્દનું પુસ્તક મળ્યુ તે માટે આભાર માનું છું એ પુસ્તક મને બહુ ઉપયોગી થઇ પડશે.

જે ખાસ મહેર જાતિની લાક્ષણિક સામગ્રી હોય તે મારે જોઇએ છે ખરી રીતે તો મારે પોતે ત્યા આવીને જ પ્રસંગ આ બધું ભેગું કરવું જોઇએ હું.આવવા ઉત્સુક છું કઈ રૂતુમાં આવુ તો તમારા ઉત્સવો મેળા તહેવારો જેવા અવસરો હોય તે વખતે જ ખરૂ સાહિત્ય મળે માટે લખશોજી.

સુભેચ્છક
ઝવેરચંદ મેઘાણી

## શ્રી મહેર જવાંમર્દ ભાગ ૧ લા માટે એક મુસ્લિમ સદગ્રહસ્થભાઈના અંતરના ઉદગારો

તા. ૨૨-૧૨-૩૬

ભાઈશ્રી માલદેવ રાણા

ભુતપૂર્વ મહેર જ્ઞાતિની શૌર્ય કથાઓ આલેખતું મહેર જવાંમર્દી ખરેખર પ્રાચિન મેર ઇતિહાસ ઉપર બાઝેલા પુરાતન થર ને દુર કરે છે. સ્વમાભિમાન કુળપ્રતિષ્ઠા, વફાદારી, સ્વામીભક્તિ, ધર્મ પરાયણુતા, ગુણુ સ્વીકાર, લક્ષણુ, સ્નેહભાવના સતાના, નિષ્પક્ષ, ટેક અને જવાંમર્દિ આદિઆદિ ગુણોમય મહેર થર જીવનના વાંચનદ્વારા થયેલી ઝાંખેરી ભાસ પ્રશંશા માગી લીએ છે . "

કરાળ કાળ ધુમરીઓમાં અટવાએલી અભણુ મહેર જ્ઞાતિને ભુતળથી ઉંચકી જગતના ઇનિકલાબી શિખરે આણુવાના આપના અંતરગત મનોરથો અને એ માટેની આપની અગાધ ઉંડી ભાવનાઓ બેશક અભિનંદિય છે.

મહેર જવાંમર્દોનું ચિરંજીવ સંપાદન કરી આપે એની પ્રતિતિ આપી છે. બલકે ચિર પુરૂષોના બહુધા અપરિચીત વેરવિખેર અમર પાનાઓ ભેળાં કરી આપે સમુદાયિ સેવાભાવનાનું ઉત્તમોત્તમ પ્રતિક જગત સમક્ષ ખડું કર્યું છે એ માટે આપને કોટિ ધન્યવાદ.

એ. જે શુક્ર, પોરબંદર



વાનપ્રસ્થી શ્રીમાન શ્રી માલદેવરાણા

## મહેર જવાંમર્દ ભાગ ૨ માટેનો રા. રા. પ્રોફેસર શ્રીમાન એસ. જી. શાસ્ત્રિ, એમ એ એલ એલ બી નો અભિપ્રાય જુનાગઢ

શ્રી માલદેવભાઈ,

તા ૨-૯-૪૫

આપના તરફથી શ્રી મહેર જવા મર્દ ભાગ ૨ જો એ નામનુ પુસ્તક મળ્યુ એ પુસ્તક મારી નરમ તમીયત હોવા છતા જોઈ ગયો છુ તમે અનેક સાધનોનો ઉપયોગ કરીને આ પુસ્તક તૈયાર કર્યુ છે તમે તેને તૈયાર કરવામા લીધેલો શ્રમ અને કાળજી વખાણવા જેવા છે વિશેષ તમે પણ મહેર હોવાથી તમારી જાતીનો ઈતિહાસ મેળવવાની વિશેષ લાયકાત ધરાવો છો આવુ પુસ્તક તૈયાર કરવા માટે તમને હુ મારા હૃદયપૂર્વક અભિનંદન પાઠવુ છુ આ પુસ્તક મહેર જાતિના ઈતિહાસમા ઘણો કામી ફાળો આપે તેવું છે અને ભાવિ ઈતિહાસ કારોને ઉપયોગી થઈ પડશે.

એસ. જી શાસ્ત્રી
એમ એ. એલ એલ બી

# રાજ શાખા વંશના મહેર પરબત
# હરભમનું ટુંક જીવન ચરિત્ર

રાનડી ગામ એ કેશવારા મહેરોનું નિવાસ સ્થાન છે. પોર-બંદરથી ચાર માઇલ દૂર છે. આ ગામમાં કેશવારા હરભમ (રાનડીયો) વીર પુરૂષ થઈ ગયેલ છે તેમની વીરતા, નિડરતા, અને સાહસીકતાનું વર્ણન મહેર જવાંમર્દ ભાગ ૧ માં લખવામાં આવેલ છે.

આ ગતડી ગામમાં એક ઘરની ઓસરીમાં એક વૃદ્ધ પુરૂષ ગોદડી પાથરી બેઠો છે. બાજુમાં તેનો યુવાન છોકરો બેઠો છે. અને પીનાપુત્ર સાથે વાતચીત થાય છે.

બાપા! આજે રાતના સવારના વખતે મને એક સ્વપ્નું લાધ્યું! અને સ્વપ્નામાં ઘણું નાણું મળ્યું હોય તેવું જોયું.

બેટા! એ તો સ્વપ્નું તે સ્વપ્નુ! સ્વપ્નુ તો આળપંપાળ છે, દિવસના કંઈ વિચારો આવે તો તેનો સ્વપ્નામાં ભાસ થાય. સ્વપ્નાની વાતો કંઈ થોડી સાચી પડે છે! છતાં સ્વનામાં તને ધન મળ્યું તો તારૂં એ સ્વપ્નુ પ્રભુ સાચું પાડે!

મહારાજ, પગે લાગીએ.

આશીર્વાદ!

આવો, આવો, મહારાજ આવો! તમે હાથ જોઈ જાણો છો, તો મારો તો હાથ જુવો!

હા, એ તો મારૂં કામ છે!

પરબત, મહારાજને બેસવા ગાદલી લઈ આવ! પરબતના પિતાએ કહ્યું.

હરભમ ગાદલી લાવ્યો. મહારાજ બેઠા અને પરબતે પોતાનો હાથ લાંબો કરીને મહારાજના હાથમાં મુકયો.

પરબત! હસ્તરેખા તો એમ કહે છે કે હસ્તભંડાર ખુલ્લો છે એટલે કંઇ દ્રવ્ય મળે કે એવી કંઈ બીજી લાભકારક નિશાની રેખાઓમાં જોવામાં આવતી નથી. તારા કર્મમાં કંઇ લાભકારક હોય એમ રેખા ઉપરથી જણાતું નથી.

મહારાજ! એ તો કરમના ખેલ છે જે નશીબમાં હશે એ કયાંય જવાનું નથી! અને નહિ હોય એ કંઇ આવવાનું નથી!

હાથ જોવડાવીએ તો પણ ઠીક ને ન જોવડાવીએ તો પણ ઠીક. પરબતના પિતા બોલ્યા.

મહારાજનો જોષ મારે ખોટો પાડવો છે. મહારાજ ભલે કીએ કે કર્મમાં કંઈ નથી, પણ હું પુરૂષાર્થ કરીને પણ મારા કર્મ માઠાં હશે તો પણ ફેરવી નાંખીશ!

પરબતે તો સ્વપ્નામાં જે જોવામાં આવ્યું તે પ્રમાણે, સ્વપ્નાની આગમને સાચી કરવાનો દઢ નિશ્ચય કર્યો.

રાત દહાડો અનેક પ્રકારના વિચારો કરે, અને કયે પ્રકારે ધન, ઇજ્જત, વૈભવ, વિગેરે મેળવી શકું ? ક્યાં જવું ? શું ધંધો કરે ? આવી રીતે અનેક વિચારો ઊપડતા અને પાછા હૃદયમાં સમાઈ જતા. એક ઠેકાણે કહેલ છે કે :

સાયર લહેર સામટી તેથી પણ મારા ઘટમાં ઘણેરીયુ
એક ઊપડી તડે ન પુગતી ત્યાં તો બીજી ઊપડીયુ

આવી રીતે પરબત વિચારોના વમળમાં પડયો. છેવટ એવો નિર્ણય કર્યો કે વેપારી લાઈનમાં ઝંપલાવવું. નોકરી કરવી એ તો સર્વથી કનિષ્ટ છે.

ઉત્તમ ખેતી, મધ્યમ વેપાર, અને કનીષ્ટ નોકરી. તો આવી રીતે નોકરી કરી પરાધીનતામાં જીવન વીતાવવું તે તો ઠીક નહિ.

પરબતે વેપારી લાઇન લેવા નક્કી કર્યું પણ માતા પિતા વડિલ ગણાય તો તેમની સલાહ લઈને કોઈ પણ કામમાં જોડાઇએ તો સારૂં વડિલોની સલાહ લઈને કામ કરીએ તો એમના આશીર્વાદની સાથે એમના પોતાના જીવનમાં ઘણા વરસનો જુદી જુદી બાબતોનો અનુભવ મળ્યો હોય એટલે એમની સલાહ એ પણ બહુ ઉપયોગી નીવડે છે. આજકાલના કેટલાક જુવાન છોકરાઓ માતા પિતાની સલાહની દરકાર ન કરતાં પોતાનાં મનસ્વી સ્વભાવને આધીન બની સ્વછંદી પણે વર્તે છે અને સંસારના વહેવારી કામનો અનુભવ નહિ હોવાને કારણે પોતે પોતાની મરજી મુજબના ધારેલા કાર્યમાં સફળ થઈ શકતા નથી, પણ મારે તો મારા પિતાને પુછીને એનો મત લઈને જ આગળ વધવું. આવું નક્કી કરતાં પરબતે પોતાના વિચારો તેમનાં પિતા હરભમ આગળ જણાવ્યા.

હરભમ ! તું કહે છે એ તારી વાત સાચી છે. વેપારી લાઈન

પૈસો કમાવા માટે સારી છે ખરી ? પણ એ ધંધામા પણ અનુભવની જરૂર છે સમયને અનુસરીને અને બુદ્ધિનો ઉપયોગ કરીને વેપાર કરે તો જ તેમા લાભ મળે વળી એ વેપરના કામમાં તો રોકડ મુડી પણ જોઇએ. આપણે તો ગરીબ સ્થિતિના રહ્યા તો મુડી વગરનો વેપાર કેમ કરી શકીશ

મારા મત પ્રમાણે તો હમણા ક્યાક નોકરીમા રહી જા તો ઠીક જો ને ? ઘણા ઘણાને વેપારી લાઈનિનો અનુભવ હોય છે છતાં કેટલાકને એ ધધામા ખોટ જાય તો દિવાળા કાઢે છે અને પોતાની આબરૂ ગુમાવે છે અને હેરાન થાય છે વેપાર કરવો એ આપણુ કામ નથી આપણુ કામ તો ખેતી કરવાનુ છે એક ભગવાન શીવાય કોઈની ઓશીયાર જ નહિ પરમતના પીતા હરભમે પોતાનો મત બતાવ્યો

પરમતે પીતાની આજ્ઞા પ્રમાણે વર્તવા નક્કી કર્યું કર્મ સજોગે વરસાદની તગીને લીધે ખેતીના કામ કરવામા પણ પેટ પુરતુ અનાજ પણ પેદા થાય નહિ ખેતીના ધધામા કમાવાને બદલે દર વરસે કરજ થવા માડ્યુ આમ કરજનો બોજો વધતો ગયો. તેથી પીતા પુત્ર બન્નેના રૂદયમા ફીકર થવા લાગી હરભમને થયુ કે આ કરજના બોજામાથી કેવી રીતે છુટાશે ! કરજનો બોજો વધતા જતો જોઈ પરમતને ચીન્તા થવા લાગી છતા પણ ખેતીનો ધધો આશામા ને આશામા ચાલુ રાખ્યો. આ વખતે નહિં તો ભગવાન આવતે વરસે આપશે એવા વીચારોથી મનનુ સમાધાન કરી દીવસો વીતાવવા લાગ્યા

કોઇ મુસાફરોને કે જાત્રાળુને પોરબદરથી દ્વારકા જવાનુ હોય તો રસ્તામા રાતડી ગામ આવે છે એટલે એક વખત મુબઈના એક ગ્રહસ્થ દ્વારકાધીશના દર્શન માટે જતા હતા તે ગ્રહસ્થનો બેટો

પરમતને થયો અને કેટલીક વાતચીત કરી અને મુબઈ કરાચી કે એવા બીજા કોઇ શહેરમાં જઈ કઇ ધધો કરવા માટે પરમતે પોતાનો વીચાર દરશાવ્યો વેપારીએ એવી સનાહ આપી કે તમે કરાચી મુબઇ કે હીંદુસ્તાનના કોઇ શહેરમા ધ ધો કરવા જાએ। તે કરતા તો આફ્રિકા જાઓ તો સારૂ !

આ ગ્રહસ્થની સનાહ પરમતને વ્યાજમી લાગી ને આફ્રિકા જવાની તાલાવેલી પોતાના રૂદયમા જાગી. અને મનમા નક્કી કર્યું કે આફ્રિકા જઇ નસીબ અજમાવવા ! આમ દ્રઢ નીશ્ચય કરતા તેને લગતી તૈયારી માટે પીતાના મીઠા આશીર્વાદ મેળવવા પીના આગળ પોતાના દીલની વાત કરી

પીતાને પોતાના પુત્રને પોતાથી અળગો કરી હજારો ગાઉ દુર મોકલવો તે તેને ઠીક તો ન લાગ્યુ પણ પરમતનો અતી આગ્રહ હોવાથી મત આપ્યો આફ્રિકા જવાનુ જ્યારે પરમતે નક્કી કર્યું ત્યારે પહેલા વિચાર તો એજ આવ્યો કે હું પરદેશ તો જાઉ છુ પણ ભણ્યો તો કઇજ નથી કંઈ વાચતા કે લખતા પણ આવડતુ નથી નાની અવસ્થામા નિશાળ પણ કોઈ દિવસ જોઈ નહોતી છતા પણ કાઈક લખતા વાચતા શીખી લેવુ એવી દ્રઢ ભાવનાથી ભણવાનું લખવાનુ શરૂ કર્યું. પોતાની વાડીએ ખેતીના કામમાથી ફુરસદ મળે ત્યારે લખવા વાચવાનો અભ્યાસ કર્યો વાડીએ સ્લેટ પેન ન હોય તો જમીન સાફ કરી ધુળમા અક્ષરો પરમત લખતો પોતાનું નામ લખતા પહેલા શીખ્યો એમ ધીરે ધીરે થોડુ થોડુ લખતા વાચતા શીખ્યો.

પરબત કોશ હાંકતો હોય તો પણ નાનકડુ પુસ્તક તો તેના હાથમા હોય જ ! આવી રીતે કોશ હાંકતા હાંકતા પુસ્તક વાચતો. રાત્રીના ચદ્રના અજવાળામાં પણ પુસ્તક વાચતો પરમતને ભણવાની આવી લગની લાગેલી તેથી મહેનત કરતા વાચતા લખતા થોડુ થોડું આવડયુ

કહેવત છે કે:

ભણતા પંડિત નીપજે લખતા લહીઓ થાય.

એ પ્રમાણે પરભતે પોતાના જીવનમા મોટી ઉમરે ભણવાની શરૂઆત કરી બાદ વડિલો અને માતા પિતાના આશીર્વાદ લઇને ૧૯૨૦ની સાલમા પરભત આફ્રિકાના મોંબાસા બંદરે ઉતર્યો સ્ટીમર-માથી પરભત કાંઠે તો ઉતર્યો પણ ઉતરતાની સાથેજ પહેલો વિચાર આવ્યો કે ! હવે મારે ક્યા જવુ ! મારે શુ કરવુ !

લાગવગ વગરના અજાણ્યા મુસાફરને મોમ્બાસાને કાંઠે ઉતરતા પહેલા આજ વીચાર આવે છે. તે પ્રમાણે પરમતને એ વીચારો આવ્યા. કે આહી કોઈની ઓળખાણ નહિ, વગ નહિ, વસીલો નહિ, આહી મારૂ કોઈ નથી મારે ક્યા જવુ! કોને મળવુ! શુ કરવુ! આવા વીચારોએ પરમતના મજબુત મનને પણ ઘડીભર મુંઝવણ ઉભી થઇ

મુશ્કેલીઓના પ્રસગમા મજબુત મનવાળા માણસો જેમ હીંમત ન હારતા એ પ્રસગે ધીરજ ધરીને તેમાથી માર્ગ શોધવાને પ્રયત્ન કરે છે તેમ પરમતે પણ ના હિંમત બની બેશી રહેવુ હવે પોષાય તેમ નથી એમ સમજીને આફ્રિકાના મહાન પ્રખ્યાત વેપારી શ્રી અલીદીના વિશ્રામને ત્યા નોકરી માટે તપાસ કરવા ગયો છતા પરમતના હૃદયના ઉંડાણમાથી અવાજ આવ્યો કે દેશમા ઘરનો ઉત્તમ અને સ્વતંત્ર ખેતીનો ધંધો છોડીને આહી પરદેશમા નોકરી કરી પરાધીન પણે રહેવુ કે હવે શુ કરવુ? આ વીચારોથી મન ચકડોળે ચડ્યુ આ સમયમા આફ્રિકામા રેલ્વેનો બહુ પ્રચાર થયો ન હોતો એટલે યુગાન્ડાના પાટનગર કંપાલે પગે ચાલીને જવા માટે પરમત ઉપડયા રસ્તો બીચ જંગલમાથી પસાર થતો હતો વાઘ વીગેરે હિંસક પ્રાણીઓની એટલી બધી દહેશત લાગતી કે એ રસ્તેથી પસાર થવુ એટલે મૃત્યુને ભેટવાજ

જવુ એમ લાગે છના માદલીક પરમન નિરાંતાથી પગરસ્તે ઇન્ડિયે પહોચ્યા

આફ્રિકામાં શેઠ શ્રી અબીદીના વિશ્રામતુ નામ તો અતી પ્રખ્યાત કેનીયા,યુગાન્ડા, ટાગાનીકા વીગેરે સર્વ જગ્યાએ એ ગ્રહસ્થની પ્રખ્યાની અને ઈજ્જત આબરૂ સાભળીને પરમતને થયુ કે વેપારી લાઇનમા માણસોની ઈજ્જત અને આબરૂ વધે છે તો હાલ તુરત તો નોકરીમાં રહીને વેપારી નાઇનનો અનુભવ લઈને પછી વેપારની લાઈન લેવી આમ મનમા નકી કરતા થોડો સમય દુકાની નોકરી કરીને વેપારી લાઇનનો અનુભવ મેળવો પણ કમ નસીબે છત્ર લેણુ તાવે પરબતને બીછાનામા નાખ્યો મનમા ડર લાગ્યો કે આહી પરદેશમા મારૂ શુ થશે ? આના વીચારો આવવાથી મનના સમાધાન માટે બે ચીઠીઓ લખી અને એક ચીઠીમા એમ લખ્યુ કે મરણ આફ્રિકા થશે ? બીજી ચીઠીમા મરણ દેશમાં થશે ? આમ બે ચીઠીઓ લખી પછી એક ચીઠી ઉપાડીને વાચો તો તેમા લખેલ હતું કે મરણ આફ્રિકા થશે આ ચીઠી વાંચવાથી મનમા વધારે ફિકર થવા લાગી અને દેશમા જલ્દી જવા માટે નકી કરી લીધુ ૧૯૨૧ની સાલમા પરબત દેશમા આવ્યા દેશમા આવ્યા બાદ ઈશ્વર કૃપાથી માદગી દુર થઈ અને આરામ થયો

આરામ થયા બાદ પરબતે સ્વપનામા દ્રવ્ય જોયેલુ તેથી એ ધન મેળવવાની લાલસામા ફરી આફ્રિકા ૧૯૨૫ની સાલમા ગયા અને શરૂઆતમાં નોકરી કરવા માટે એક ગ્રહસ્થ સાથે રહ્યા

પરબતનો સ્વભાવ પ્રથમથીજ તેના પીતાના જેમ ભોળો અને છળકપટ વગરનો નીખાલસ સ્વભાવ હતો તેથી પોતાના શેઠને પરમાત્મા તુલ્ય લેખીને નેકી ટેકીથી નોકરી કરી અને નોકરી કરવાની સાથે

વેપારી લાઇનનો અનુભવ મેળવ્યો અને ૧૯૨૬ ની સાલમાં સ્વતંત્ર રીતે વેપાર કરવાની શરૂઆત કરી.

ઇશ્વિરની પારાવાર કૃપા અને પરબતના પુરૂષાર્થ બળથી પોતે વેપારના કામમાં આગળ વધવા લાગ્યા અને સારો લાભ મેળવવા લાગ્યા. પરબત પોતાના મીત્ર પાસે વાત કરે છે કે એક વખત આફ્રિકાના મુળ વતની (નેટીવ) કે જેનું નામ બની કંઠો હતુ તે ફેરીનો કોથરો ભરીને મને આપવા આવ્યો મેં પૈસા લેવા બહુ આગ્રહ કર્યો પણ તેમણે પૈસા લીધા નહિ એ માણસનો મને સહવાસ એનામા નીતી પ્રેમ સચ્ચાઇ આદિ ગુણો જોયા તેમના સારા આચરણોથી મને ઘણું જાણવાનું મળ્યું એમના સ રા ગુણો મે ગ્રહણ કર્યા એમના સદગુણો મને હજુ પણ યાદ આવે છે એ 'માણસને હજુ પણું હું છીવાઈ (કાયમની મદદ) આપું છું કારણ કે એમની પાસેથી મેં ઘણા ગુણ ગ્રહણ કર્યા છે.

પરબતના મીત્રે કહ્યુ કે પરબત ભાઈ તમારો આ ગુણ ગ્રહણ કરવાનો સ્વભાવ છીએ તે વખાણવા લાયક છે કેટલાક એમ માને છે કે અમે તો ડાહ્યા છીએ ગુણવાન છીએ અમારે હવે બીજા પાસેથી શું ગુણ લેવાના છે! આવી સમજણ જેના હૃદયમાં જડ ઘાલીને બેસી ગયેલ છે તે કદિ પણ પોતાની વીશેશ ઉન્નતી કરવા માટે પ્રયાસ કરતા નથી પોતે પોતાના મનથી પોતાને કૃતાર્થ થયા માની લીએ છે. ભાઈ? તમારી વાત સાચી છે. માણસ માત્ર અપુર્ણ છે સર્વગુણ સંપન્ન તો એક પરમાત્મા છે તો આપણામા રહેલી અપુર્ણના કોઈ બતાવે તો આપણે ધ્યાનમાં લઈ રહેલી અપુર્ણતા અથવા ખામીઓ દૂર કરવા પ્રયત્ન કરવો જોઈએ.

મીથ્યા અભિમાનના પ્રવાહમાં તણાતા જીવો અજ્ઞાનપણામાં પોતે પોતાને દરેક રીતે યોગ્ય અને લાયક છે એમ માની લીએ છે એટલે

પછી તેને કોઈના બોધની જરૂર રહેતી નથી પોતે જે કરે છે તે વ્યાજબીજ કરે છે આવી માન્યતાને લીધે તેઓ પોતાના આત્મ-હીતના માર્ગમાં આગળ વધી શકતા નથી. મારો સ્વભાવ તો ઈશ્વર દયાથી એવો બને કે સારૂં સારૂં જેય તે દરેક સ્થળેથી લેવું એ નેટીવમા પણ મેં સારા ગુણ જોયા એટલે એના ગુણ મારામા વસ્યા અને એ ગુણો મેળવવા માટે મે પ્રયત્ન કર્યો હજુ પણ એ નેટીવના ગુણો મને યાદ આવે છે બીચારો જગતી અજાણ્યુ ગરીબ છતા કેટલો ગુણવાન '

પરમતભાઈ ! તમે તમારૂં સ્વપનુ સાચું કર્યું. એ સાચુ બનવામા મુખ્ય બાબત જો તપાસીએ તો તમારા દીલની સચ્ચાઈવાળો સ્વભાવ ગ્રાહકોને છળપ્રપંચથી છેતરીને પૈસા ન કમાતા ન્યાય અને નીતીને પગલે ચાલતી સત્ય વાત કહીને ગ્રાહક પાસેથી વ્યાજબી પૈસા લેવાની તમારી પવીત્ર ભાવના આ ભાવનાના પ્રતાપેજ તમે તમારૂં સ્વપ્ન સાચું પાડી શક્યા છો પરમતભાઈ સત્યને વળગી રહીને જેમ જેમ પોતાનો ધંધો આગળ ચલાવે છે તેમ તેમ તેમા લાભ મળતો જાય છે વેપારમા જેમ જેમ વૃદ્ધિ થતી જાય છે તેમ તેમ દુકાનમા કામ કરનારા માણસો મુનીમ નોકર વીગેરે વધારતા જાય છે ૧૯૩૯થી ૧૯૪૫ સુધીમા તો લાખો રૂપીઆની આવક વધી

આ બધાનું કારણ તપાસીએ તો ઈશ્વરની પારાવાર કૃપા અને પરમતભાઈનો પ્રબળ પુરૂષાર્થ પરમતભાઈ આવી રીતે વેપારના ધંધામા આગળ વધ્યા બાદ મનમા વીચાર આવ્યો કે વેપાર કરતા ખેતી કરીએ તો વધારે સારૂ મારે નશીબે એક સાંધો મળી ગયો. આ સાંધામા પાંચસો એકર જમીન આવી તેમા સેરડી અને કોરીનું વાવેતર કર્યું અને શેરડીમાથી ગોળ બનાવવા માટેનુ કારખાનુ પણ ઉભું કર્યું.

આજે પરમતભાઈ લાખો રૂપીયાનો લાભ મેળવે છે પરમત

ભાઈનો એક સીદ્ધાંત ઘણો ઉત્તમ છે તેઓની માન્યતા એવી દ્રઢ છે છે કે પ્રારબ્ધ કરતાં પુરૂષાર્થ ઉત્તમ છે. પુરૂષાર્થથી જ પોતાનું નશીબ ઘડાય છે. માત્ર પ્રારબ્ધ પર આધાર રાખનારા માણસો પોતાના વહેવાર કે પરમાર્થના માર્ગમાં આગળ વધી શક્તા નથી. પૂર્વ જન્મે કરેલો પુરૂષાર્થ તેને આપણે પ્રારબ્ધના નામથી ઓળખીએ છીએ. આ સીદ્ધાંત પરબતભાઇ પોતાની નજર સામે રાખીને વહેવારનાં કાર્યો કર્યા કરતા પુરૂષાર્થના માર્ગમાં માણસોને અનેક મુશકેલીઓ આવે છે પણ એ મુશકેલીઓનો ધીરજતાથી જે સામનો કરે છે તેજ આગળ વધી શકે છે પરબતભાઇને પોતાના છવનમાં અને પોતાના બીઝનેસમાં ઘણી મુશકેલીઓ ભોગવવી પડી છે છતાં હીંમત ન હારતાં આગળ અને આગળ માર્ગ કાપતા રહ્યા. આજે ઇશ્વરકૃપાથી દરેક રીતે સુખ અને સંપત્તી મેળવવા ભાગ્યશાળી બન્યા છે.

કોઇ માણસ વીશેશ ધનવાન બને તેથી ધનવાન બનવામાં જ મનુષ્યજીવનની સફળતા નથી પણ જે લક્ષ્મી પ્રબળ પુરૂષાર્થથી મેળવી તે પોતાના જાતના સુખ માટે પોતાના સગા સબંધી અને સ્નેહીજનોને મદદ કરવા માટે અને દરેક પ્રકારે સતકાર્ય કરવામાં પોતાના ધનનો સદઉપયોગ કરી જાણે તોજ ધનવાન બન્યા અને ધન કમાણા એમ કહેવાય. એમાંજ મનુષ્યજીવનની સફળતા છે.

ભાઈશ્રી પરબતભાઇની પણ સમજણ એવી જ છે કે હું કંઇપણ દ્રવ્ય કમાઉં તો એ દ્રવ્ય મારી જ્ઞાતિ ઉન્નતિના કામમાં મારી જ્ઞાનિના બાળકોને કેલવણી આપવાના કામમાં જો હું વાપરૂં તો તે જ લેખે લાગ્યું ગણાશે. આવી ઉત્તમ ભાવનાને લીધે પોરબંદર શ્રીમહેર જ્ઞાતિ ભવનમાં અભ્યાસ કરનાર મહેર વિદ્યાર્થીઓને કેલવણી આપવાના કામમાં દર વરસે સહાય કર્યા કરે છે. ભાઇ પરબતભાઇએ પોતે પુરી કેલવણી લીધેલી નહી હોવાથી પરદેશમાં કેલવણી વગરના મનુષ્યને કેટલી મુશીબત વેઠવી પડે છે તે પોતાનેજ અનુભવ

વસેલો હોવાથી પોતાની જ્ઞાતિની ઉન્નતિ માટે બહુ પ્રેમથી દર વર્ષે મદદ આપ્યા કરે છે. તેઓ સમજે છે કે કેળવણી વીના મહેર જ્ઞાતિની ઉન્નતી નથી.

પરબત ભાઈ કહેતા કે નાના બાળકને પોતાની જનેતાના ધાવણની જેટલી જરૂર છે. તેટલી જરૂર બાળકોને પોતાનું ભવિષ્ય ઘડવાને કેળવણીની જરૂર છે

આવી રીતે આફ્રિકામાં રહેનાર દરેક મહેર ભાઈઓ મહેર જ્ઞાતિની ઉન્નતી માટે મહેરના બાળકોને કેળવણી આપવાને પોતાની શ્રી મહેર વિદ્યાર્થી ભવનની સંસ્થાને દર વર્ષે મદદ કરી રહ્યા છે. અને એ આફ્રિકામાં રહેનાર ભાઈઓની ઘણી સારી મદદથી આજે આ મહેર સંસ્થામાં સરાસરી ૪૦ થી ૫૦ વિદ્યાર્થીઓ અભ્યાસ કરી રહ્યા છે.

આવી રીતે પરબતભાઈના ઉત્તમ મનોબળને લીધે પ્રબળ પુરુષાર્થ લીધે પોતે વેપારી લાઈનમાં આગળ વધ્યા તેમ દરેક મહેર ભાઈઓ સુખ સંપતીમાં આગળ વધે એવી પ્રભુ પાસે પ્રાર્થના

ભાઈશ્રી પરબત ભાઈએ શ્રી મહેર જ્ઞાનમાર્ગ ભાગ ૩ જો એ નામના પુસ્તકની કોપી ૧૦૦૦નો ખર્ચ રૂ. ૧૮૦૦ આપ્યો છે તે ભાઈ પરબતભાઈએ આપવા ખુશી બતાવી છે તે માટે સમસ્ત મહેર ભાઈઓ તરફથી ઉપકાર માનું છું પરબતભાઈ પોતાના જીવનમાં આવા જ્ઞાતિ સેવાના કાર્યો કર્યા જ કરે અને પોતાના આ ઉચ્ચ ગુણનો વારસો પોતાના બાળકોને પણ આપે એજ હ્રદયની ભાવના.

વાનપ્રસ્થી માલદેવ રાણા



ભાઇશ્રી પરબતના પિતાશ્રી હરભમ રાણા.



પરગતનાં પુત્રો

ભાઈ રાણાભાઈ પરબત તે ભાઈશ્રી પરબત હરભમના પુત્ર જેમણે પરબતભાઈની દુકાનની સર્વ જવાબદારી સંભાળી લીધી છે.





શાળાના મકાનમાં ભાઈશ્રી પરબત હરભમ વચમાં ઉભેલા છે

ભાઇશ્રી પરબત હરભમ રાજશાખા (કાગવદરા મહેર) જેમણે શ્રી મહેર જવામર્દ ભાગ ૩ ના પુસ્તકનો આશરે રૂા ૧૮૦૦) નો ખર્ચ આપવા ખુશી બતાવી છે તથા શ્રી મહેર જ્ઞાતિભવન સસ્થાને દર વરસે વગર માગ્યે મદદ કરી રહ્યા છે તેઓ કલોથ, કટલેરી અને રાશનના મોટા વેપારી છે



ભાઈશ્રી ભુરાભાઈ તે ભાઈશ્રી પરણત હરભમના મોટાપુત્ર





બાપુશ્રી પરબત હરભમની ડુન્ડીબેની (આફ્રીકા) દુકાનનો આગળનો દેખાવ.

# —: અનુક્રમણિકા :—

# મહેર જવાંમર્દ ભાગ ૩ માટે જે જે પુસ્તકોની સહાય લીધી તેની યાદી

૧ મુંબઈ ગેઝેટ ગ્રંથ ૧ લો.
૨ ગુજરાતનો મધ્ય કાલીન ઇતિહાસ
૩ અર્લી હિસ્ટરી ઓફ ઇન્ડિયા.
૪ પ્રબંધ ચિન્તામણી
૫ રાજ્યસ્થાન ઇતિહાસ (ટાડકૃત)
૬ રજપૂતાનાનો ઇતિહાસ (મહાઉપાધ્યાય રાયબહાદુર ગૌરીશંકર ઓઝા).
૭ શ્રીયુત દેવદત્ત રામકૃષ્ણ ભાંડારકરના લેખો.
૮ દિવાન મુહણોત નેણસીના લેખો.
૯ ઇતિહાસ વેત્તા હેમક્ષના લેખ
૧૦ જગદીતસિંહ ગહલોત (એમ. આર. એ. એસ. જોધપુર)
૧૧ દક્ષિણ ગુજરાતનો સોલંકી વંશનો ઇતિહાસ (લેખક મણીભાઈ ત્રીવેદી)
૧૨ હિન્દનો સંપૂર્ણ ઇતિહાસ (લિખક મનસુખલાલ મોહનલાલ પોટા)
૧૩ ગુજરાતનો મધ્યકાલિન રજપૂત ઇતિહાસ.
૧૪ ડોક્ટર ફ્લીટ વોલ્યુમ ૧૫.
૧૫ ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ (ગાયકવાડ ગ્રંથમાળા)
૧૬ વંશ ભાસ્કર

૧૭ કાઠિયાવાડ
૧૮ સોરઠી તવારીખ
૧૯ ઐતિહાસિક સંશોધન (દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી ગુજરાતી સાહિત્ય પરિષદ પ્રકાશન ૧૯૪૫ સપ્ટેમ્બર)
૨૦ કાઠિયાવાડ સાર સંગ્રહ
૨૧ કાઠિયાવાડ પ્રકરણ ૭ મું
૨૨ સૌરાષ્ટ્ર દેશનો ઈતિહાસ
૨૩ દક્ષિણ ગુજરાતનો ચાલુક્ય વંશનો ઇતિહાસ
૨૪ બંગાળી માસિક (લેખક વાસુદેવ ગોવીંદ આપટે)
૨૫ ગંગા પ્રસાદ ગ્રંથાવલી (કાશી ભારત જીવન યંત્રાલયમાં મુદ્રિત)
૨૬ ચિત્રમય જગત
૨૭ હિન્દુસ્તાનનો પ્રાચિન ઈતિહાસ.

# શુદ્ધિ પત્ર

| પૃષ્ટ | અશુદ્ધ | શુદ્ધ | પૃષ્ટ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|---|
| ૫ | કરવાનું | કરવાને | ૧૫૭ | વદીક | વેદીક |
| ૧૭ | સર્પગિરિ | સર્પગિરિ | ૧૫૭ | ચોરીશી | ચોરાસી |
| ૨૨ | કરી | કદી | ૧૬૧ | બેશીજા | બોલીજા |
| ૨૭ | હનું | હતું | ૧૬૨ | ની | ઇ |
| ૪૨ | છી | પછી | ૧૬૩ | વાળા | વાણી |
| ૫૬ | વાસા | દાસા | ૧૬૪ | પોરંદર | પોરબંદર |
| ૬૧ | હાર | હતા | ૧૬૫ | અમારી | આ મારી |
| ૬૭ | વશ | વંશના | ૧૬૬ | પકડારો | પકડારો |
| ૭૫ | ધસર | દાસર | ૧૭૦ | મારીઆઈ | માડીઆઇ |
| ૭૭ | જારૂયે | જારયે | ૧૭૧ | સોથારાજ | સોયારજ |
| ૭૮ | ઓરોઆવા | ઓરોઆવ્ય | ૧૭૨ | તાં | તો |
| ૮૨ | દીથરો | દીપસી | ૧૮૧ | કેય | કેપ |
| ૮૨ | દપસે | દાથરો | ૧૮૧ | આપદક | આડેધડ |
| ૯૬ | ચોચોળો | ચીચુરો | ૧૮૧ | કરે | કહે |
| ૯૭ | નો | તો | ૧૯૦ | હેમાળ | હેમાળા |
| ૯૭ | મો | ના | ૨૦૧ | મન | માન |
| ૧૧૧ | દ્યા | દયા | ૨૦૧ | ધાર | ડાર |
| ૧૧૩ | ત્યું | ત્યાં | ૨૧૦ | રીતે | રીચે |
| ૧૧૫ | બઅતની | બાબતની | ૨૧૧ | બાપુ | બાયુ |
| ૧૧૯ | ધુરી | હરિ | ૨૧૧ | કાળવદરા | કાળાવદરા |
| ૧૨૯ | ઓછી | ઓછો | ૨૩૦ | અને | અમને |
| ૧૩૩ | તેણ | તેણુ | ૨૪૧ | આમ | આપ |
| ૧૩૬ | રેકડા | રાંકડા | ૨૪૨ | વસુંદી | દસુંદી |
| ૧૩૮ | હોલીયા | ઢોલીયા | ૨૪૫ | અત્યારે | અત્યારે |
| ૧૩૯ | મીદ્ય | મીડપ | ૨૫૦ | પેશાવર | દેશાવર |
| ૧૪૨ | ઉધાડ | ઉઘાડા | ૨૫૩ | ભાંસટ | ભીંસટ |
| ૧૫૩ | ધાસર | દાસર | ૨૮૩ | સદ | પદ |
| | | | ૨૮૫ | બહિમુર્ખ | બહીર્મુખ |



# મહેર જવાંમર્દ

## ભાગ ૩ જો

મહેર (મેર) જ્ઞાતિ કાઠિયાવાડમાં અને બરડામાં આવી ને વસી તે પહેલાં ગુજરાત રજપુતાના અને ઉત્તર હિંદુસ્તાન (પંજાબ) તરફ મહેર જ્ઞાતિ વસતી હતી. પંજાબ તરફથી મહેર રજપુસ્થાનમાં આવ્યા ત્યારે તેઓ પ્રતિહાર (પડિહાર) નામથી ઓળખાતા હતા ત્યાંથી ગુજરાતમાં આવ્યા ત્યારે ગુર્જરો (ગુજરાતમાં રહેનારા એટલે ગુર્જરો) એ નામથી ઓળખાતા હતા ત્યાર બાદ કાઠિયાવાડમાં આવ્યા ત્યાં મૈત્રક મિહિર મહેર એ નામથી ઓળખાવા લાગ્યા ત્યાંથી બરડામાં આવ્યા ત્યારથી મેર નામથી ઓળખાય છે.

આ બાબતનો એક ત્રાંબાનો લેખ છે તે લેખમાં મહેરની મુળ ઓળખાણ મળે છે તેથી મહેર જવાંમર્દ ભાગ ૨ માં તે લેખ આપેલ છે છતાં તે બાબતનો બરાબર ખ્યાલ રહે તે ખાતર એ લેખ ફરીથી આંહી લખવામાં આવ્યો છે.

# લેખ નંબર ૧

## વિક્રમ સવન ૯૨૩ થી ૯૪૦ સુધીની મહેરોની
## સ્થીતી બતાવતો લેખ

વડોદ ામા એક દાન પત્ર (તામાનો લેખ) વીક્રમ સવન ૯૨૭નો મળેલ છે આ લેખ જ્યાર મળ્યો ત્યારે જે વખતે ગેઝેટીયરનો ગુજરાતનો ઈતિહાસ નમાયો તે વખતે આ લેખ એ ઈતિહાસમા ક્યાય છપ ો નહિ ગણ કે જે લેખ પંડિત ભગવાનલાલ પાસે હતો અને તેમણે આ લેખ પ્રીન્સ ઓફ વેલ્સ મ્યુઝીયમમા (પ્ર ર્શનમાં) મુકેલ હતો (વાચો મુંબઈ ગેઝેટનો ગ્રથ એક ભાગ ૧ નો પાના ૧૨૭)

આ લેખમા ધ્રુવ રાજાએ પોતાની સામે બળવો જગાડનારા પોતાનાજ ભાઇઓને પોતાની શક્તિથી શાન્ત કરી બેસાડી દીધાનુ લખે છે પણ એ વખતે એ ધ્રુવ રાજાની સામે તેમના ભાઈઓની એકલાનીજ આફત નહોતી પણ એના ભાઇઓ સિવાય રાષ્ટ્ર કુટની શાખાનો રાજા પણ ધ્રુવ રાજાનો વીરોધી હતો એ સિવાય ગુર્જર રાજાનુ પ્રબળ સૈન્ય પણ ચડી આવ્યુ હતું આ બધા દુશ્મનો ધ્રુવ રાજાની સામે હતા છતા તેમણે તલવારના બળથી બધાને શાન્ત કર્યા.

માળવા અને ગુજરાત વચ્ચેનો પ્રદેશ અને એ દેશના રાજાઓ ગુર્જરોના નામથી ઓળખાતા હતા આ ગુર્જર રાજાઓ તે પડિહાર વ શના મુળ પુરુષના નાગાવલોકના વ શ રાજ્ય સત્તા ચલાવતા હતા. ગુજરાતમા બી વ ભાગમા અને નાન્દિપુર (નાંદોદ)મ તેમનુ રાજ્ય હતુ આ પડિહાર વ શની ઉત્પત્તી આ પુસ્તકમા આગળ વાચવામાં આવશે

પડિહારો ગુજરાતમા આવી રાજ્ય સ્થાપવાને લાગ્યા ત્યારથી

ગુર્જરોના નામથી ઓળખાણાં (પડિહારો તેજ ગુર્જરો અને તે કાઠિયાવાડમાં આવ્યા બાદ મૈત્રક મિહિર મહેર અને મેરના નામથી ઓળખાએલ છે તે આગળ વાંચવાથી માલુમ પડશે)

આ તાંમ્રપત્ર (તાંબાનો લેખ)માં લખેલું છે કે જેનુ તેજ દશે દિશામાં વ્યાપી ગયું છે એવો મિહિર (મેર) પણ ધ્રુવ રાજાની શક્તિ જોઈ શાન્ત થઈ ગયો. સંસ્કૃતમાં મિહિરનો અર્થ સૂર્ય કરેલો છે આ મહિર રાજાને ધ્રુવે હરાવ્યો તે મહેર તે કયાનો રાજા! આ મહેર તે કાઠિયાવાડનો મહેર ઠાકોર મહારાજા શિલાદીત્યના વખતમાં વીક્રમ સંવત ૫૮૦ ઇ. સ. ૫૨૪ માં જ્યારે વલ્લભીપુર નગરની પડતી થઇ (વલ્લભીપુર તે ભાવનગરની પાસેનું હાલનું વળા ગામ) ત્યારે કાઠિયાવાડના મહેર ઠાકોર જોરમાં આવ્યા એમ પંડિત ભગવાન લખે છે. (વાંચો મુંબઈ ગ્રંથ એક ભાગ ૧ લો પાના ૧૨૧.)

આ મહેર તે કનોજ દેશના પ્રતિહાર (પડિહાર) વંશના રાજા આ મહિર ભોજ અની પરાક્રમી રાજા હતો. રાજા મહિર ભોજે કનોજના રાજ્યનો વીસ્તાર પોતાના બાહુબળથી વધાર્યો હતો. એના રાજ્યને સાંમ્રાજ્ય કહી શકાય.

કાન્ય કુબ્જ (કનોજ)ના પડિહાર રાજાઓ એજ ગુર્જરો છે એમ માનવામાં જરા પણ શંકા નથી (વાંચો ગુજરાતનો મધ્ય કાલીન ઈતિહાસ પાના ૯૨ તથા ૧૨૭)

આ મીહિર ભોજે વી. સં. ૮૯૬ થી ૯૪૬ સુધી રાજ્ય ચલાવ્યું.

આ ભોજ રાજા તે રાજા નાગભટ્ટનો પૌત્ર અને રામચંદ્રનો પુત્ર થાય ભોજના તાબામાં રજપુતાના દેશનો ઘણો ભાગ તાબે હતો તેના તથા તેના પૌત્ર સામંતના તાંમ્રપત્ર (તાંબાના લેખ) કાઠિયાવાડમાંથી મળી આવ્યા છે આ લેખ જોતાં મિહિર ભોજ રાજાના

તાબામાં કાઠિયાવાડનો મોટો ભાગ, હોવાનો મળ્યું છે આ બાબત વીન સેન્ટ સ્મીથ સાહેબ પણ કબુલ કરે છે વાચો (અર્લી હિસ્ટરી ઓફ ઇન્ડિયા પાના ૩૭૯)

હવે આપણે પડિહાર વંશની ઉત્પતી જાણવાની જરૂર છે તે બાબત આગળ વાચો.

પડિહાર, પરમાર સોલંકી અને ચૌહાણ એ ચાર અગ્નિ વંશમાથી ઉત્પન થયેલ છે.

# લેખ નંબર ૨

## અગ્નિ વંશની ઉત્પતિ

નર્મદા નદિ આગળ માહિષ્મતિ નામનુ નગર હતું ત્યાં હૈહયકાર્ત વીર્યાર્જુન નામમાં રાજા રાજ્ય કરતો હતો તેમણે પોતાના બળના મદથી પરશુરામના પિતા જમદગ્નિ મુનિનુ મસ્તક કાપી નાખ્યુ આ મહા પાપ ભરેલા કામની પરશુરામને ખબર પડી ત્યારે ક્રોધે ભરાઇને પરશુરામે તમામ ક્ષત્રીઓનો નાશ કરી પૃથ્વિને નક્ષત્રિય બનાવી દેવાનુ નક્કી કર્યું પરશુરામના રેણુકા માતાએ તેના પતિ મરણ વખતે ૨૧ વાર છાતી કુટી તેથી ૨૧ વાર પૃથ્વિ નક્ષત્રી કરી આ વખતે ક્ષત્રિઓ પણ પોતાનો ધર્મ ભૂલતા જતા હતા અને અધર્મને પંથે ચાલતા હતા એટલે પરશુરામે એકવીસ વાર પૃથ્વિ નક્ષત્રી કરી હતી એ વખતે ક્ષત્રીઓએ જુદા જુદા વેષ પહેરી જુદા જુદા ' અડાના ' બનાવીને કેટલાક પ્રાણ બચાવ્યા હતા ક્ષત્રીઓનો નાશ થઇ ગયા બાદ બ્રાહ્મણો શસ્ત્ર ચલાવવા લાગ્યા બ્રાહ્મણોનુ ખરૂં કામ તો વેદ ભણવા ભણાવવા

ઋષિ વિશ્વામીત્રે ધર્મના રક્ષણ માટે ક્ષત્રીઓને ફરીથી સજીવન કરવા માટે નક્કી કર્યું- અને દેવોએ શ્રી વિષ્ણુ ભગવાનની પ્રાર્થના કરી અને ભગવાન પ્રગટ થયા અને વરદાન આપ્યું.



શ્રીમહાદેવે અગ્નીકુંડમાંથી સજીવન મંત્ર ભણીને પડિહારને
ઉત્પન્ન કર્યો જેના વંશના હાલ મહેર (મેર) તરીકે ઓળખાય છે





અગ્નિવંશી પડિહાર મહેર રાજાઓની રાજ્યધાની મંદોરના કીલ્લા
આગળના એક ભાગનો દેખાવ (મારવાડ)



ગઢમેં ચીતોડ ગઢ ઓર સબ ગઢીયાં ( ચીતોડ ગઢનો કિલ્લો )

આશિર્વાદ આપવા કે કોઇને શ્રાપ દેવો એ મુખ્ય હતું પ્રજાનું રક્ષણ કરવું રાજ્યની બરાબર વ્યવસ્થા કરવી એ અનુભવ નહિં હોવાથી બાહુ-બળના અભાવે રાજ્યમાં અનેક પ્રકારની અવ્યવસ્થા થઇ ગઈ દેશોમાં દૈત્યોનો અને દાનવોનો જુલ્મ વધી પડયો પ્રજા ત્રાસી ગઇ બ્રાહ્મણોનાં પવીત્ર ધર્મગ્રંથોને પગ તળે ખુંદી અપવિત્ર કરવા લાગ્યા આખા દેશમાં અશાન્તિ અને જુલ્મ વધી પડ્યા પ્રજાના રક્ષણ માટે કયાંય આશરો રહ્યો નહિં આવી સ્થીતી જોઇને રાજર્ષિ વીશ્વામીત્ર અત્યંત ચિંતા કરવાને લાગ્યા અને ફરીથી ક્ષત્રિઓને જાગ્રત કરવા નિશ્ચય કર્યો. આ વખતે અર્બુદ પર્વત (આબુ પર્વત)માં ઘણા ધર્મનિષ્ઠ રૂષિઓ રહેતા હતા તેથી આ કામ માટે વિશ્વામીત્રે એ પર્વતને પસંદ કર્યો. અર્બુદ પર્વતમાં રહેનારા રૂષિઓએ તથા વિશ્વામીત્ર રૂષિએ ભગવાનનું શરણ લઇને તપશ્ચર્યા આદરી તપશ્ચર્યાથી ભગવાન પ્રશન્ન થયા અને વરદાન માગવાકહ્યું ત્યારે રૂષિઓએ ધર્મના પ્રચાર માટે અને અધર્મના નાશ માટે અને દેશોમાં શાન્તિ રહે તે માટે ક્ષત્રિઓને ફરીથી સજીવન કરવા વીષ્ણુ ભગવાનને પ્રાર્થના કરી ભગવાને પ્રશન્ન થઈ ક્ષત્રિ જાતને ફરીથી જીવતી કરવાનું માટે ઇચ્છા બતાવી રૂષીઓને મળેલી સુચના પ્રમાણે અર્બુદ પર્વત પરના અગ્નિકુંડને ગંગાજળથી ધોયો અને પવિત્ર કર્યો અને ઇન્દ્ર દેવને બોલાવવા તેમની સ્તુતિના પાઠો ભણવા ઇન્દ્ર દેવ આવ્યા એટલે તેમની જ પાસે સર્વ વીધિ કરાવવા કબુલ કરાવ્યું દેવરાજ ઇન્દ્રે તે ખુશીથી કબુલ કર્યું. દેવરાજ ઇન્દ્રે એક પુતળું બનાવીને અમૃતકુંડમાંથી અમૃત જળ છાંટીને પુતળાને અગ્નિકુંડમાં નાંખ્યુ અને સજીવન મંત્ર ભણવાને લાગ્યા થોડી વારમાં જ અગ્નિકુંડમાંથી અગ્નિની જવાળા સાથે ધીરેધીરે એક અપૂર્વ મૂર્તિ બહાર આવી તેમના જમણા હાથમાં ગદા શોભી રહી હતી અને તેના મુખમાંથી માર મારના શબ્દો નીકળતા હતા. તે. ઉપરથી દેવોએ. તેનું નામ પ્રમાર (પરમાર) પાડ્યું અને તેને કંઈપણ વખત લગાડ્યા વીના

આબુ પર્વતની આસપાસની ધરા અને ઉજ્જન નગરીનો પ્રદેશ સોંપવામાં આવ્યો.

ત્યાર પછી બીજો પુરૂષ ઉત્પન્ન કરવા માટે સર્વ દેવોએ બ્રહ્માને પ્રાર્થના કરી એટલે પ્રજાપતિ બ્રહ્માએ પણ એક પુતળુ બનાવીને ઉપર પ્રમાણે વિધિ કરીને અગ્નિકુંડમાં નાંખ્યું એટલે કુંડમાંથી એક દિવ્ય મૂર્તિ તુરત જ બહાર આવી તેના એક હાથમાં તલવાર અને બીજા હાથમાં વેદ અને ગળામાં જનોઈ હતાં તેનું નામ સોલંકી પાડ્યું અને અણહિલપુર પાટણના પ્રદેશનું રક્ષણ કરવાનું સોંપ્યું.

સોલંકીની ઉત્પતિ માટે કાશ્મિરના કવિ બિલ્હણે વિક્રમાંકદેવચરિત એ નામનું કાવ્ય બનાવ્યું છે તેમાં લખે છે કે બ્રહ્મા સંધ્યાવંદન કરતા હતા તે વખતે ઇંદ્રદેવે હાથ જોડી પ્રાર્થના કરી કે પૃથ્વિ પર અધર્મ વધતી રહ્યો છે દેવોને યજ્ઞ ભાગ મળતો નથી માટે અધર્મિઓનો નાશ થાય એવા એક વિર પૂરૂષ ઉત્પન્ન કરવાની જરૂર છે. બ્રહ્માજીએ ખોબામાં સંધ્યા કરતી વખતનું જળ રાખેલું તે તરફ દ્રષ્ટિ કરી એવી ભાવના કરી કે જગતે લોકની રક્ષા કરે એવો વીર ઉત્પન્ન થશે.

ચિતોડના કીલ્લામાંના લેખમાં અને વસ્તુપાલ તેજપાલ પ્રશસ્તીમાં તથા પ્રબંધ ચિન્તામણિ નામના પુસ્તકમાં પણ ચાલુક્ય વંશ (સોલંકી વંશ) ની ઉત્પતી માટે એમ જ કહેલ છે.

આધુનિક ઈતિહાસ શોધકોએ અને પૃથુરાજ રાસામાં પણ સોલંકી વંશને પડિહાર ચૌહાણ અને પરમારની સાથે અગ્નીવંશી કહેલ છે. આ અગ્નિવંશના રાજાઓ ઉત્તર હિન્દુસ્તાનમાંથી રજપુતાના અને ગુજરાતમાં આવ્યા.

સોનમીને ઉત્પન કર્યા બાદ શ્રીમહાદેવે ત્રીજો પુરૂષ ઉત્પન્ન કરવાને એક પુતળુ બનાવ્યુ અને એને માટે પણ ઉપર પ્રમાણે વિધિ કરી અગ્નિકુંડમા નાખ્યુ અને સજીવન મંત્ર ભણ્યા તુર્ત જ એક ધનુષ્યધારી મૂર્તિ નીક્ળી દેવોએ તેને દૈત્યોની સાથે યુદ્ધ કરવાનુ કાર્ય સોપ્યુ બહાર જતી વખતે પગ લપસી જવાથી પુરીહાર (પ્રતિહાર)ના નામથી પ્રસિદ્ધ થયો દેવોએ તેને મારવાડના મંસ્થાનો આપ્યા ત્યારબાદ વિષ્ણુ ભગવાને ચોથો પુરૂષ ઉત્પન્ન કરવા ધાર્યું એમને માટે પણ ઉપર પ્રમાણે વિધિ કરી અમૃતજળ છાંટયુ અને એક તેજસ્વી મૂર્તિ નીક્ળી તેમના હાથમા હથિયારો શોભી રહ્યા હતા તેમનુ નામ ચૌહાણ પાડ્યુ તેમને મકાવતી નગરીનો પ્રદેશ સોપ્યો દ્વાપરયુગમા એ નગરી ગળમંડળ નામે પ્રસિદ્ધ હતી આ બધા વીરોએ દૈત્યો સામે યુદ્ધ આરંભ્યા જ્યા દૈત્યોનુ લોહી પડે ત્યા ત્યા નવા દૈત્યો ઉત્પન્ન થવા લાગ્યા આ અદ્‌ભૂત પ્રસંગ જોઈને વીર પુરૂષોની અધિષ્ટાત્રી દેવીઓએ જ્યા દૈત્યોનુ લોહી પડે તે પી જવા લાગી નવા દૈત્યો ન બનતા દૈત્યોની હાર થવા લાગી અને દૈત્યોની સંખ્યા ઘટવા લાગી

આ અગ્નિવંશના ક્ષત્રિઓ માટે ચંદ કવિના એક કવિતમાં એવુ વર્ણન કરવામા આવ્યુ છે કે રાજ્યસ્થાનોના છત્રીશ કુળોમાં અગ્નિ કુળ એ શ્રેષ્ટ કુળ છે બાકીના બીજા માને પેટે અવતરેલ છે ત્રેતાયુગમા પણ આ જ પ્રમાણે વીરનરોની ઉત્પતિ થઈ હતી

આ ચાર અગ્નિવંશીઓમાથી ચૌહાણનુ રાજ્ય વિશેશ વિસ્તાર વાળુ હતું અને પરમાર સર્વથી વીશેશ પ્રતાપવાન હતા પરમારોની ચડતીમા ચૌહાણો નબળા પડયા હતા

ચૌહાણ વીરોએ બાહુબળથી લાહોર પેશાવર અને ભદ્રી પર્વત માળ સુધી જીત મેળવી હતી ચૌહાણની બીજી શાખા મલાનીઓ

તેને નેપાળનું રાજ્ય આપ્યુ હતું આવી રીતે અગ્નીકુળ આગળ વધવા લાગ્યુ તેની રીશાન્નુમી મહાવતી નગરી શોભા અને સુન્દરતાથી શોભી રહી હતી આમાથી એક પ્રતિષ્ઠાવાન પ્રતાપી વીર પુરૂષ સૈન્ય લઈને તથા તેના સગતોને સાથે લઈને અજમેર આવ્યા અને ત્યા આવી ફીરતો ધીરે ધીરે વસાવી રહેવા લાગ્યા આ અજમેર શહેરનો સ્થાપનાર વીર રાજા બહુ પાળતો અને રાખતો તેથી તેનુ નામ પણ અજપાળ હતું અને અજપાળ ઉપરથી તેણે અજમેર નામ પડ્યું અજેપાળની કીર્તિ ઇતિહાસમાં પ્રસિદ્ધ છે તેમણે પોતાના બાહુબળથી ચક્રવર્તી રાજ્ય સ્થાપ્યુ અજેપાળને પુત્ર નહિ હોવાથી પૃથ્વિપાહાર નામના પુરૂષને દત્તક તરીકે ખોળે લીધો આ વખતે રજપુતોને બહુ વીવાહ કરવાનો રિવાજ નહોતો પૃથ્વીપાહારે એક વાર લગ્ન કરેલુ તે રાણીના પેટથી ચોવીસ પુત્રો થયા એ રાજકુમારોનું ટોળુ રાજ્યસ્થાનોમા ચારે તરફ ફેલાઈ ગયુ સવત ૭૪૧ મા તેના વંશનો માણેક રાવ જ્યારે ગાદીએ આવ્યો તેની કીર્તી ચારે બાજુ ભરત ખડમા ફેલાણી તેને પણ ઘણા પુત્રો થયા તે દરેકનાથી પશ્ચિમ દેશના રાજ્ય સ્થાનોમાં એક એક સ્વતત્ર રાજવંશ સ્થાપન થયો ગોલકુડા અને થીથપુર પણ એ વંશવાળાએ વસાવ્યા છે શાહબાદ અને નાદોન વીગેરે એના મુખ્ય શહેરો છે એ જ વંશના રાવલક્ષ્મણ સવત ૧૦૩૯ ઇ સ ૯૮૩ મા ગાદી પર આવ્યા ત્યારે મેવાડના રાણા પણ તેને ખડણી આપતા હતા

મરૂભુમિ (મારવાડ) મા માણેકરાવના પુત્રે એ જ વંશની સ્થાપના કરી માણેકરાવથી વીશળદેવ સુધી અગીઆર રાજાઓએ રાજ્ય કર્યું તે રાજાઓમા હર્ષરાજનું નામ વધારે પ્રસિદ્ધ છે આબુ અને અરવલી પર્વતથી તે ચમનાવતી નગરી સુધી તેની સત્તા હતી સવત ૮૧૩ થી ૮૨૭ ઈ સ. ૧૩૮ ૧૫૩ સુધી રાજ્ય કર્યું

પરમાર, સોલંકી, પડિહાર અને ચૌહાણ એ ચાર વંશમાંથી પડિહાર વંશની હકિકત વીશેષ જાણવા જરૂર છે કારણ કે પડિહાર વંશના રાજાઓ ગુજરાતમાં થઇ કાઠિયાવાડમાં આવ્યા ત્યારે મૈત્રક મિહિર તરીકે પ્રસિદ્ધ પામ્યા છે અને એ જ મૈત્રક વંશના મહેરો હાલ બરડામાં વસે છે.

# લેખ નંબર ૩

## પડિહાર વંશ

પડિહાર વંશના રાજાઓની સત્તા નબળી પડતાં મારવાડ કનોજ વીગેરે દેશ તજી કેટલાક ગુજરાતમાં આવ્યા તેવી રીતે અઢાર હજાર ગુર્જરો ખાનદેશ તરફ ઉચાળા ભરીને ગયેલા છે એની દંત કથા ખાનદેશમાં હજુ પણ જળવાઇ રહેલી છે.

પડિહારની બાર શાખા છે.

રાજા મહિર ભોજ અને કનોજ દેશના નવમી, દસમી અને અગીઆરમી સદીના રાજાઓ બધા ગુર્જર વંશના જ હતા એમ ચોકસ પ્રમાણે કહી શકાય. મીહિર ભોજ અને તેના પૂર્વજો અને તેના વંશના ગુર્જર જાતી-તે પડિહાર શાખાના હતા એટલે પ્રતિહાર રજપુતોની પ્રખ્યાત શાખા ગુર્જર જાતીનો એક વિભાગ જ ગણી શકાય.

(અર્લી હીસ્ટરી ઓફ ઇન્ડીયા વીનસેન સ્મીથ કૃત પ્રકરણ ૧૪ પૃષ્ટ ૩૭૯ આવૃતી ત્રીજીમાં જુવો.)

# લેખ નંબર ૪

ગજસ્થાનનો ઇતિહાસ લખનાર ટોડ સાહેબ લખે છે કે પ્રતિહારો ( પડિહારો ) નું રાજ્ય કનોજથી ૧૬૦ માઈલ ઉત્તર દીશા તરફ અને પૂર્વ દીશા તરફ શ્રાવસ્તીથી લઈને કાઠિયાવાડના દક્ષિણ ભાગ સુધી અને કુરૂક્ષેત્ર ( પાણીપત) થી લઈને બનારસ (કાશી) ની પૂર્વ તરફના પ્રદેશો સુધી હતું. મોટા મોટા રાજાઓ તેમના ચરણમાં શીર ઝુકાવતા હતા આ બાબત તેમના તાંબ્રલેખ ઉપરથી સાબીત થાય છે. ( ગૌ. હી. ઓઝા )

પડિહારોની શાખા—ઇન્દા-સુન્ધા. ( સોધીયા ) ચોયલ તખી કલહંસ.

ઇન્દા શાખના રજપુતોની બે શાખા.

અવલ ઇન્દા અને પડિહાર.

કર્નલ ટોડ સાહેબ પડિહારો માટે લખે છે કે પડિહારોનો ઇતિહાસ આપતી વખતે નીચેની વાત લખવી ભુલી ગયો તે લખવામાં આવી છે.

પડિહારો ( પ્રુરીહારો ) કાશ્મિરમાથી હિંદુસ્તાનમા ( ભારત દેશમાં ) આવ્યા જે સમયે મંદોર ( મંદોવર ) નો કિલ્લો પડિહારોએ બંધાવ્યો તે વખતે અનેક સેંકડા વર્ષો વીતી ગયા અને હજુ પણ અનેક સેંકડો વરસો વીતી જશે તો પણ આ કીલ્લો અટલ ( અચળ ) ખડો રહેશે ( આ પુસ્તકના સંપાદક શ્રીમાન માલદેવભાઇ આ કીલ્લો જોવા માટે ગયા ત્યારે તેનું નામનિશાન પણ રહ્યું નથી ભાડુતી ગાડીવાળાને પુછ્યું કે મંદોરનો કીલ્લો વખણાય છે એ કિલ્લો કેમ દેખાતો નથી ?

તેમણે કહ્યુ કે રાઠોડ ગજાઓએ એ કિલ્લો તોડી નાખ્યો છે એનું રહસ્ય શુ હશે એ આપણે પ્રજાજન ન જાણી શકીએ રાજ્યની રમત કેવી રીતે રમાતી હોય એ જાણવાની ઇચ્છા કરવી એ પણ ગજ્યનો ગુન્હો ગણાય તમારે જાણવાની બહુ ઇચ્છા હોય તો ગજ્યનો ઇતિહાસ કોઇ તટસ્થ ઇતિહાસકારોએ લખેલ હોય તે વાચશો )

ઉદેપુરના પોલીટીકલ સાહેબ આ મંદોરના કીલ્લો જોવા ગયા ત્યારનો હેવાલ લખે છે કે જ્યારે આ મંદોરનો કિલ્લો હુ જોવા માટે પહોચ્યો ત્યારે તાપ હતો શ્રમથી હેરાન હતો તેથી તેની લબાઇ પહોળાઈ જાણવાનો પ્રયત્ન કર્યો નહિં પણ પડિહારો ( પુરીહારો ) આ પ્રાચિન કિલ્લા પર ચઢી ચારે તરફ નજર ફેકી અને કિલ્લાનુ પરિણામ કાઢ્યુ જે સામગ્રીદ્વારા આહીના સ્તુપો બાધવામા આવ્યા છે તેજ જાતની સામગ્રીદ્વારા નવીન જોધપુર ગજ્યધાની ( રાઠોડ રાજાઓની ગજ્યધાની ) બાધવામા આવી છે આ સ્થળે રાજમહેલ સાથેના કેટલાક દેવમંદિરો અને ગજમહેલના દિવાનખાનાઓ સ્પષ્ટ રીતે દેખાય છે ગજમહેલની દિવાલો ઉપર ધર્મ સબધી પુષ્કળ સંકેતિક ચિન્હો મુકવામા આવ્યા પુરિહાર ( પડિહાર ) ગજઘરાના સર્વ મુખ્ય સ્મારક ચિન્હો ( યાદગીરીના નમુનાઓ ) મા કિલ્લાના દક્ષિણ તથા પૂર્વ ભાગમા આવેલ સિંહદ્વાર ( ગઢમા પ્રવેશ કરવાનો મુખ્ય દરવાજો ) એ તો પરમ સુદર છે આ સિંહદ્વાર ( દરવાજો ) મંદોરગઢના પ્રાચીન ગજાઓમાથી કોઇએક રાજાએ પોતાના વિજય સ્મરણ રાખવા માટે જ એ બધાવેલ હોય એમ લાગ્યુ સમય ન હોવાથી જેનો નકશો કરી લેવાની ઇચ્છા છતા નક્શો લઈ શક્યો નહિ

આ કિલ્લો જોવા આવનારા નગરજનોના શ્રમને દુર કરવા અત્યત ઉપયોગી છે

જે માર્ગે અમો આ કિલ્લો જોવાને ઉપર ચડ્યા ત્યા સ્થળે

## અરવલ્લીના મહેર

આ મહેર કેવા બળવાન અને સાહસિક છે તેનું એક અદ્ભુત પ્રમાણ આહીના એક સમાધિ મંદિરની દિવાલ પર કોતરેલા લેખમાંથી પ્રાપ્ત થાય છે તે લેખની નકલ આ નીચે આપી છે.

## — લેખ —

સંવત ૧૮૩૫ ઈ. સ. ૧૭૭૯ ના માઘ માસની તૃતીયા અને સોમવારને દીવસે મહેરોના આક્રમણથી નગરની રક્ષા કરવાને ભૂપાલસિંહે મહેરો સાથે યુદ્ધ કર્યું હતું તેમણે પોતાની સ્ત્રીના સતિત્વની રક્ષા કરવા માટે તેનું મસ્તક સ્વહસ્તે કાપીને પછી યુદ્ધ ભૂમિમાં લડાઈ કરીને છેવટ શયન કર્યું (યુદ્ધ ભુમીમા સુતા) આસપાસના પ્રદેશમાં રાઠોડ સાંમતોના ગામ છે તેમાં એક પણ સાંમત એવો નહિ હોય કે જેના પૂર્વજોએ મહા સાહસીક પહાડી મહેરો સાથે લડાઈ કરી પોતાનું જીવન વીસર્જન નહી કર્યું હોય મનલબમાં (મહેરો સાથે લડાઈ કરી મરાણો ન હોય એવો એક પણ નહી હોય સ્મારક મંદિરો ઉપરથી સાબીત થાય છે. પ્રતીત થાય છે કે અનેક રાઠોડ સાંમતો આ પ્રમાણે મરણ પામ્યા છે.

બ્રીટીશ સરકાર મારફત રજપુતાનાના રાજ પર જેટલા જેટલા ઉપકારો થયા છે તેમાંનો સૌથી મોટો ઉપકાર તો એ છે કે બ્રીટીશ સરકારે સેંકડો ગામના શુરવીર પહાડી મહેરોનુ દમન કરીને જ તેઓને શાન્ત કરી શાન્ત પ્રજાજનો બનાવી દીધા છે બ્રીટીશ સરકારે તેનાં અસ્ત્રો શસ્ત્રો લઈ ઉદેપુર રાણાના મહેલમાં મોકલી દીધાં. હતા અને આ વીર મહેરોને સમાજ શાંતિના રક્ષક સૈનિક બનાવી દીધા (ખૈરવાડામાં ઈગ્રેજી છાવણી છે ત્યાં મેરવાડાની પાયદળ સેના છે. (તે ૪૪મી

મહેરોનાં શરીર તો વજ્ર સમાન છે પોતાના પ્રાણનું બલિદાન આપીને પણ પોતાની પ્રતિજ્ઞાનું પાલન કરે છે. આ મહેર એ તો મંદોરગઢના કીલ્લાના ભૂષણરૂપ છે, રક્ષક સ્વરૂપ છે. હાલમાં એમના કિલ્લા ઉપર વિજયપતાકા ફરકી રહી છે. સપાટ પ્રદેશમાંથી પુષ્કળ દ્રવ્ય લાવી દ્રવ્ય લુંટી પોતાની ભૂમીમાં લઇ જાય છે.

આ વખતે પણ ઝેરી સર્પના જેમ ગુપચુપ શત્રુઓના આવવા-ની રાહ જોઇ ઉભા છે.

ચૌહાણુ રાજાને ખબર પડી કે મહેરો રસ્તો રોકીને ઉભા છે તો બળપૂર્વક તેને કોઇ હઠાવી શકે તેમ નથી. ચૌહાણરાજ પૃથ્વી-રાજને દારૂણુ ક્રોધ ચડયો અને મહીરોને દંડ આપવા પોતાના લશ્કરના સેનાધિપતિને હુકમ કર્યો. સેનાપતિ મસ્તક નમાવી આગળ વધ્યો. જરાપણુ વીલંબ લગાડયા શીવાય સૈન્ય ગોઠવી દીધું ત્યાં તો મહેરો તો અચળપણે ગોઠવાઇ ગયેલા જ હતા એટલે દેવપતિ ઇન્દ્રનાં વજ્ર સમાન બાણો ધનુષ્યમાંથી છુટવા લાગ્યા અને સૂર્યનારાયણને બાણોથી ઢાંકી દીધો એ બાણોએ તો યમરાજનું સ્વરૂપ પકડ્યું હતું. પૃથ્વીરાજના રજપુતો ઘોડા ઉપરથી નીચે પડવા લાગ્યા. અસ્ત્રશસ્ત્ર અને પહેરેલા બખતરોને બાણો લાગવાથી વીચીત્ર અવાજ રણભૂમિમાં સંભળાયો ચૌહાણુ અને મહેર સેનાપતિઓએ ઘોડા ઉપરથી ઉતરી ખડગ યુદ્ધ આદર્યું.

અગ્નીના કુંડમાંથી અગ્નિની ઝાળમાંથી બચવા પક્ષીઓ પાંખ ફફડાવી આકાશમાં ઉડે અને માછલાંઓ પોતાના બચાવ માટે જાળના છીદ્રમાંથી છટકવાની નીકળી જવાની કોશીશ કરે તેમ બાણો સૈનિકોના હૃદયને ભેદી પીઠમાંથી નીકળવા લાગ્યાં. રૂધીરની તો નદિઓ વહેવા લાગી.

પહાડી શેર વીરોના નેતા (આગેવાન) એ ચૌહાણુ સેનાપતિની

સાથેના યુદ્ધમા એક જ ઘાથી તેને નીચે પાડી દીધો. હાથીઓના પોકાર અને ઘોડાઓના હણહણાટથી ચારે બાજુ હાહાકાર થયો અને ભય પ્રસરી રહ્યો. આ વખતે ગીરનાર તથા સીંધની સેના સુંદર ધ્વજાપતાકાથી સણગારેલી મંડોવરના મહેરોની મદદમાં આવી પહોચી અને તેમા ભળી.

આ આવેલી બન્ને સેનાના માણસોએ બખતર પહેરેલા હતાં માત્ર આંખો જ દેખાતી હતી. દરેક વીરો તલવાર ઝીકતી વખતે પોતપોતાના કુળ દેવનુ સ્મરણ કરતા હતા.

મહેર લોકોના પૂર્વજોએ જે નિયમ બાંધેલો છે તે હજુ સુધી પાળતા આવે છે.

અમો તા. ૧ લી ડીસેમ્બરના રોજ ગોવિંદગઢથી નીકળીને ચાર ગાઉ દૂર આવેલ સુપ્રસિદ્ધ પવીત્ર સ્થાન પુષ્કર સરોવર આગળ આવી પહોચ્યા પુષ્કર સરોવરથી બે ગાઉના અંતર પર પ્રાચીન પુષ્કરજી બીરાજમાન છે. (અજમેર પાસે) મંડોવરના પડિહાર ઉસ્સા રાજાએ આ સરોવર ખોદાવ્યું હતું

લોક કથા (જન શ્રુતી) એવી છે કે કણૌજુઅમાદ મંડોવરનો એક પડિહાર રાજા મૃગયા ખેલતો ખેલતો પુષ્કર સરોવર પાસે પહોચ્યો તે વખતે ત્યાં સાવીત્રી નદિના ઝરણાં વહેતાં હતાં તેમાં સ્નાન કર્યું અને તેથી તેનો અસાધ્ય રોગ મટી ગયો ત્યારે વખતે જગ્યાની યાદી માટે પોતાની પાઘડી એક ઝાડ સાથે બાંધી રાજ્યમાં ગયો રાજ્યમાંથી પુષ્કળ માણસો લાવી ત્યા તળાવ ખોદાવ્યુ અહીંના બ્રાહ્મણોએ પણ મને કહ્યુ કે અમારા પૂર્વજોને પુરિહાર (પડિહાર) રાજા પાસેથી પુષ્કર તિર્થની ભૂમિ વૃતિના પુષ્કળ દાન પત્ર પ્રાપ્ત થયેલ છે મતલબમાં પડિહાર રાજાએ દાનમાં ઘણી ભૂમિ આપી છે.

મને તો માત્ર એક તાંમ્રપત્ર (તાંબાનો લેખ) ફારસી અનુવાદ પ્રાપ્ત થયો હતો.

અજમેરના ચૌહાણ જાતિના સુપ્રસિદ્ધ મહારાજા વિશળદેવનું નામ આ પવીત્ર તિર્થમાં આજ સુધી પ્રતિધ્વનીત થઈ રહ્યું છે વિશળદેવના વંશના આદિ પુરુષ અજમાલ આ સરોવરની દક્ષિણ દિશામાં આવેલા નાગપહાડ (સર્પગિરિ) પર તેઓ જે જગ્યા પર નિવાસ કરતા હતા તે સ્થાન પણ બ્રાહ્મણો યાત્રાળુઓને હજુ પણ બતાવે છે એ સ્થાન પર અજપાલનો કિલ્લો (પડી ગયેલ કિલ્લાનો થોડો ભાગ) હજુ દૃષ્ટિગોચર થાય છે વિશળદેવના આદિ પુરુષ અજમાલ બકરાના ગોવાળ હોવાથી અજપાલના નામથી પ્રસિદ્ધ થયા હતા. આ અજપાલ એક સન્યાસીને રોજ બકરીનું દૂધ આપતા હતા તેથી તે સંત પ્રસન્ન થયા અને વરદાન આપ્યું હતું અને તેથી જ તેઓ અધિશ્વર (રાજા) બન્યા હતા. (મહેર જવાં મર્દ ભાગ ૨ જામાં પૃષ્ટ ૪૫ માં લેખ નંબર ૧૭ માં જે અજો નામ આપેલ છે તે જ આ અજમાલ છે) પુષ્કર તીર્થ એ અજપાલની જન્મભૂમિ હતી તેથી તેમણે સર્પગિરિ પર્વત પર એક અભેદ કિલ્લો બંધાવવા આરંભ કર્યો પરંતુ દિવસના ભાગમાં જેટલો બંધાય તે રાતના પડી જાય આ ઘટના જોઈ બહુ આશ્ચર્ય પામ્યા છેવટ તે કામ અજમાલે પડતું મેલ્યું અને પર્વતની બીજી બાજુ નવીન રાજધાની સ્થાપી આ રાજ્યનું પાટનગર જે તેમણે સ્થાપન કર્યું તે હાલ અજમેરના નામથી ઓળખાય છે અને પુષ્કરજી એ તો હિન્દુઓનું મહાન પવીત્ર યાત્રાધામ થઇ પડ્યું છે.

અહિ ફરીથી યાદી અપાય છે કે :

પડિહારો ગુજરાતમાં આવી રાજ્ય કરવા લાગ્યા. તેથી તેઓ ગુર્જરના નામથી ઓળખાયા તેઓ કાઠિયાવાડમાં વલ્લભી નગરમાં

રાજ્ય કરવા લાગ્યા ત્યારે મૈત્રકના નામથી ઓળખાયા અને મૈત્રક પછી તે મીહીર અને બરડા પ્રદેશમાં આવ્યા પછી મહેર મેર એ નામથી ઓળખાયા છે ફરીથી યાદી માટે આ પુસ્તકનો લેખ નંબર ૧ વાંચશો એટલે સમજવામાં આવશે.

## રજપુતોનાં ૩૬ કુળ બતાવ્યાં છે.

૧ ગુર્જર, ૨ ગેહોટ, ૩ ગોહેલ, ૪ ચાવડા, ૫ ગુડાવત, ૬ ચુડા સમા, ૭ ચૌહાણ, ૮ ભટ્ટ, ૯ જાડેજા, ૧૦ યાદવ, ૧૧ જેઠવા, ૧૨ મીહીર (મહેર), ૧૩ બેધા રાઠોડ, ૧૪ ઝાલા, ૧૫ તુંઆર, ૧૬ પડિહાર, ૧૭ પરમાર, ૧૮ બીહોલા, ૧૯ સોલંકી, ૨૦ ભટ્ટી (ભાટી), ૨૧ મકવાણા, ૨૨ રાઠોડ, ૨૩ વાઘેલા, ૨૪ વાળા, ૨૫ વીરપરા, ૨૬ સૈંધવ, ૨૭ સીસોદીયા, ૨૮ સીંધલ, ૨૯ સોઢા, ૩૦ હાડા, ૩૧ કચ્છવાહા, ૩૨ આભિરા, ૩૩ કાઠિ, ૩૪ અનીગ, ૩૫ ગૌડ, ૩૬ ટાંક.

મહા ઉપાધ્યાય રાયબહાદુર ગૌરીશંકર ઓઝા રજપુતોના કુળમાં નીચે મુજબ ઉમેરો કરે છેઃ

શિશુનાગ, મૌર્ય, શુંગ, કણ્વ, આંધ્ર, ગુપ્ત, યૌધેય મોખરી, લિચ્છવી, મૈત્રક (મેર), વાકાટક, ચંદેલ (ચંદેલા), કલચુરી, પાલ, સેન, ગંગાવશી, કદમ, સેન્દ્રક, સિંદ, બાણ, કાક્તીય વિગેરે.

## ગુર્જર જાતિ

ગુર્જર જાતીની પહેલાં રાજ્યધાની મથુરામાં હતી. હાલ તો તેઓ ખેતી અને પશુપાલનનો ધંધો કરે છે. ચીન દેશનો યાત્રાળુ હિંદુસ્તાનમાં આવ્યો ત્યારે ગુર્જર દેશનું વર્ણન કરે છે.

એની રાજ્યધાની પહેલાં જોધપુર રાજ્યના દક્ષિણ ભાગમાં ભીન્નમાલમાં હતી એના તાબામાં જે દેશ હતો તે ગુજરાત (ગુર્જરત્રા) કહેવાય છે એના દેશની લંબાઈ ૩૦૦ માઇલમાં હતી. રાજોરગઢ ઉપર પડિહાર ગોત્રનો ગુર્જર મહારાજાધીરાજ મથનદેવ રાજ્ય કરતો હતો અને ક્ષીતીપાલ દેવનો સામંત હતો. આ ક્ષીતીપાલ રાજા કનોજનો પડિહાર રાજા હતો ગુર્જરોમાં બે જાત છે તેમાં બીજી બડ ગુર્જર કહેવાય છે તેઓ પોતાને શ્રીરામચંદ્રના પુત્ર લવથી પોતાના વંશની ઉત્પતી માને છે બડ ગુર્જરે ગજોર નામના કીલ્લામાં પોતાની રાજ્યધાની સ્થાપી હતી રાજગઢ અને અલવર તેના અધિકાર નીચે હતા બડ ગુર્જરોની સાથે રજપુતોને લગ્ન વહેવાર હતો જયપુરના રાજાઓની અનેક રાણીઓ બડ ગુર્જર વંશની હતી.

ગુર્જર રાજા યશોધર્માની રાજયધાની મંદોવરમાં હતી એમ સાંવણી નામના ગામમાંથી સીલા લેખ મળ્યો તે પરથી જણાય છે.

પડિહારો (પ્રતિહારો)નો જોધપુરથી ચાર માઇલ દૂર માંદોવરના પડિહારોનો સીલાલેખ મળે છે એ લેખમાં એની વંશાવળી પણ આપી છે તે આ પડિહાર રાજાને આર્યવતના રાજાની ઉપમા આપી છે.

ઉત્તર ભારતમાં મોટું રાજ્ય તો પડિહારોનું જ હતું તેના તાબામાં ગુજરાત કાઠિયાવાડ માળવા તે સતલંજ નદિ સુધી અને બીહાર સુધીનો તેનો પ્રદેશ હતો સાંભરના ચૌહાણો પહેલાં પડિહારોના તાબામાં હતા.

આધુનીક વિદ્વાન કનોજના પડિહાર રાજાઓને ગુર્જર માને છે આ પુસ્તકનો લેખ નંબર ૩ વાંચો (પડિહારો ગુજરાતમાં આવ્યા ત્યારે ગુર્જરના નામથી ઓળખાણા છે અને કાઠિયાવાડમાં મૈત્રક (મીહીર મહેર)ના નામથી ઓળખાણા છે (ગુર્જર કહો કે પડિહાર)

આ જાત પંજાબમાં હિન્દુસ્તાનના ઉત્તર માર્ગથી આવી પંજાબમાં આબાદ બન્યા પછી, રજપુતાના માળવામાં વધી ગઈ વલ્લભી વંશના રાજાઓ ગુર્જર વંશના હતા ત્યાં પણ તેનો પ્રતાપ વધી ગયો.

રાજોરના (અલવર રાજ્યના) પડિહાર રાજા મથન દેવ વી. સ. ૧૦૧૬ ના લેખમાં સ્પષ્ટ લખેલ છે કે મથન દેવ રાજા તે પડિહારવંશનો ગુર્જર હતો લેખક શ્રીયુત દેવવ્રત રામકૃષ્ણ ભાંડારકર, મુહણોત નેણસીએ પોતાની યાદીમાં પડિહારોની ૨૬ શાખ બતાવી છે. વંશ ભાસ્કર નામના ગ્રંથમાં પણ પડિહારોની વંશાવળી આપી છે.

ઉદેપુરના પોલીટીકલ એજન્ટ સાહેબ અને કેપટન વાધની હજુ આગળ પોતાની મુસાફરીનું વર્ણન કરે છે, તે વાંચો.

તા. ૫ મી ડીસેમ્બર, ઉદેપુરના રાણાએ મને પોતાની રાજ્યધાનીમાં પાછા ફરવા માટે પત્ર લખ્યો હતો, અમોએ મેવાડ છોડ્યું એને માત્ર બે માસ જ થયા હતા. મેવાડમાં રાજકીય સુધારા મેં માંડયા હતા તે આ તરફ આવતાં થોડા વખતમાં જ પાછા છીન ભીન્ન થઈ જવા લાગ્યા રાણાજીએ મને તુરત બોલાવ્યો પણ મારે મહેર જાતીને વશ કરવાને માટે હાલમાં જ્યાં જ્યાં કિલ્લાઓ બંધાવ્યા છે તે કિલ્લાઓ મારે જોવાની ઇચ્છા હતી પણ મેવાડ પાછુ જવુ પડયું એટલે અમે જુનાઇ નામના સ્થળે પહોંચ્યા જુનાઇ પરગણુંએ અજમેરના તાબામાં છે. આસપાસના સપાટ પ્રદેશમાં જુનાઈનો કિલ્લો અને તેનું દ્રશ્ય રમણીક લાગે છે મંદોવરના પુરિહાર વંશના એક સામંત આ પ્રદેશ અને કિલ્લાના સ્વામી હતા આ પ્રદેશના મુળવતનીઓ અને રજપુત સાથે વીવાહ સંબંધ થવાથી મીના નામની જાત ઉત્પન્ન થઇ આ જાતના પુષ્કળ માણસો આ દેશમાં છે એણે નદાલય નામની નગરીને પોતાની રાજ્યધાની બનાવી હતી તેઓને રાવતની પદવી હતી. તેઓ જ્યારે સત્તાધીશ હતા ત્યારે કેટલાક રજપુતો પણ મીના રાજાની સેવા કરતા.

મીનાઓ કેટલીક વાર યુદ્ધમાં મદદગીની મદદમાં ઉભી જતાં.

મેવાડમાં બે પ્રકારના જમીનદારો છે એક પ્રકારના જમીનદારો ગરાશીયા કહેવાય છે અને બીજા ભૂમીયા (ભોમીયા) કહેવાય છે જે સાંમતો રાણાજી પાસેથી પટ્ટો લઇને ગરાસ પ્રાપ્ત કરે છે તે ગરાશીયા કહેવાય છે. કોઈ વખને લડાઈનો પ્રસંગ આવે ત્યારે. પોતાના સૈન્ય લઇને મહારાણાની સાથે શત્રુઓ સામે લડવા જાય છે એ શીવાય ઉદેપુરમાં રહીને કેટલાક મહીનાઓ રહીને મહારાણાની શેવા કરે છે.

ભૂમીયા એ શબ્દ જ જણાવી આપે છે કે મેવાડના વાસ્તવીક જમીનદારો તેઓ જ છે. ભારત દેશમાં જમીનદાર શબ્દ પ્રચલીત થયા પૂર્વે ભૂમીયા શબ્દ જમીનદારને બદલે વપરાતો બંગાળના જમીનદારો અને મેવાડના ભોમીયાનો સમાન હક્ક છે અધિકાર છે.

અમે આગળ જણાવી ગયા છીએ કે મેવાડ રાજ્યની શરૂઆતની પ્રાચીન અવસ્થામાં પ્રાચીન રાણાના વંશના ભૂમીયાના નામથી પ્રખ્યાત હતા. રાણા શ્રી સંગના શાસન સમયની પૂર્વે આ પ્રાચીન રાજવંશીની અવનતી (પડતી) થઈ પાછળથી રાણાના વંશ સામંત પદ પર અભિષિક્ત થઈ મહા સનમાનને પાત્ર થવાથી આ પ્રાચીન ભૂમીયા લોકોનું સામર્થ પ્રતાપ પ્રફુલ્લ વીલુપ્ત (નાશ) થયું અને તેઓ સાધારણ ભૂમીયાના નામથી પ્રખ્યાત થયા.

પ્રાચીન ભોમીયા લોકો હાલમાં પણ મેવાડમાંના અનેક પ્રાંતોમાં નિવાસ કરે છે. કામલમેર ચપ્પનના જંગલી દેશમાં અને માંડલગઢની સૈપાટ ભૂમીમાં આ ભોમીયાની ભૂમી છે આ ભૂમીમાં તેઓ કૃષિ (ખેતી) નો ધધો કરી નીર્વાહ કરે છે.

મેવાડના આરંભીક રાજવંશીઓ કયા કયા સમયમાં કયા કયા અધિપતિઓને ત્યાં જન્મીને ભીન્ન ભીન્ન શાખાઓમાં વીભક્ત થયા છે તે કુંભાવત, લુણાવત, 'રેણાવત વીગેરે નામોથી જોવામાં આવે છે.'

ત્યારપછીના રાણાજીના વંશજોનું સનમાન વૃદ્ધીગત થતાં ભોમીયા લોકો રાજસભામાં બિરાજવાને તથા રાજકાર્યમાં નિયુક્ત થવાને પ્રાર્થના કરવી અનુચીત ગણી જીવનનો નિર્વાહ કરવા કૃષિ (ખેતી)નું કામ કરવા લાગ્યા જો કે આ વીર રજપુતો રાણાજીના વંશજ હોવા છતાં ખેડુત બનવા છતાં તેમણે પોતાની જાતીત્વને કદી તીલાંજલી આપી નથી. તલવાર, ભાલાં, ધનુષ્યબાણ તેમનાં ચીર સહચર રહ્યાં છે જો કે આ લોકો અરવલ્લીના પ્રદેશમાં હળ હાંકવામાં પશુઓનું પાલન કરવામાં આનંદપૂર્વક જોડાએલા રહે છે પરંતુ જાતિ અભિમાન, તેજસ્વીતા, ગૌરવ મહિમા તથા વંશમર્યાદા તેમના હૃદયમાં પ્રબળ રીતે બીરાજમાન છે. મેવાડના હાલના સામંતો શીક્ષીત અને સભ્ય હોવાનો દાવો કરે છે તથા રાણાજીના સંગમાં રહેતા હોવાથી પોતાને મહા સન માનીતા માને છે. (માનવંતા માને છે) પરંતુ તેમના કરતાં ભોમીઆઓ વધારે બુદ્ધિવાન શાંત સ્વભાવના અને ધીરજવાન છે. આ ભૂમીયા લોકોમાંથી ઘણાએ જંગલી લોકોની કન્યાનું પાણીગ્રહણ કરેલ છે. તેથી મેવાડના સીસોદીયા તેની હાંસી કરે છે. આ ભોમીયા લોકો માહેનાં ઘણા તો એકએક ગામના અધિકારી છે અને પોતાની ભુમી માટે રાણાજીને થોડો કર આપે છે તેઓ રાણાજીની આજ્ઞા અનુસાર રાજરક્ષા વીગ્રહ નિવારણ તથા શત્રુઓની સામા થાય છે.

ઇતિહાસવેત્તા હેલમ આ પ્રકારના લોકો માટે જણાવે છે કે આ ભૂમીઆઓને વંશપરંપરાગત ભૂમિ પ્રાપ્ત થાય છે. તેઓ કોઇ પ્રકારનો કર આપવાને બંધાએલા નથી. તેઓ પોતાની ભૂમી સમાન હકે પુત્રોને વહેંચી આપે છે અને અપુત્ર મરણ પામે તો તેમની જ્ઞાતિ તે ભૂમી વહેંચી લેવાની સત્તા ધરાવે છે. આ ભૂમીઆઓ જણાવે છે કે અમારો આ ભૂમી ઉપરનો અધિકાર રાજ્યની સ્થાપના થઇ ત્યારથી જ સ્થપ્યુ છે. તેમના પૂર્વજોએ કોઇ પણ વીરોચિત, ક્ષિપ્ત.

(કોઈપણ પ્રકારની શરત લખી) અથવા સનંદથી ભૂમી પ્રાપ્ત કરી નથી. તેઓ વંશપરંપરાથી ભૂમીનો ભોગવટો કરે છે.

મેવાડના અનેક સ્થાનોમાં બંદુક તલવાર ઢાલધારી ભોમીયાઓ વીરાજમાન છે. જ્યારે જ્યારે દેશની રક્ષા કરવાનો પ્રસંગ આવતો ત્યારે એકી સાથે ચાર હજાર અશ્વરોહીઓ (ઘોડેશ્વારો) યુદ્ધને માટે તૈયાર થતા.

ભોમીયાઓ મહારાણાની કે કોઈના સહાય વીના અર્ધ સતાબ્ધી પર્યંત ઘોર વિદ્રોહ અરાજકતામાં મંડલગઢની રક્ષા કરવા સમર્થ થયા હતા આ મંડલગઢમાં ત્રણસો સાઠ નગર તથા ગામો છે ભૂમીઆઓ લાંબા વખતથી વાંધો ઉઠાવતા આવ્યા છે કે અમારી પાસેથી મહારાણા જે કર લીએ છે તે વ્યાજબી નથી અમે યુદ્ધમાં સહાય કરીએ છીએ તો અમને આ કરમાંથી ન્યાયપૂર્વક મુક્તિ મળવી જોઈએ આ ભૂમીઆ લોકો પોતાની ભૂમી માટે કોઈ જાતનો પટો લેતા નથી પટ્ટા વગરની ભૂમી ઉપર અધિકાર ભોગવવામાં ભોમીઆઓ પોતાનું ગૌરવ માને છે માકાભૂમ એટલે આ ભૂમી મારી છે એ વચનો ભોમીઆ લોકોના મુખમાંથી સદા ગર્વ સહીત નીકળે છે.

મેવાડના આ ભોમીઆનો અધિકાર એટલો સનમાનસુચક છે કે પ્રધાન અને સાંમતો સુદ્ધાં એ પ્રકારનો અધિકાર પ્રાપ્ત કરવા પ્રયાસ કરે છે.

## ગુર્જર રાજા

ગુર્જર વંશ એ પ્રાચીન રાજ વંશ છે તે મુળ પુરૂષના નામથી ગુર્જર કહેવાણા તેનું રાજ્ય પંજાબ અને રજપુતાનામાં હતું તેની મુખ્ય રાજ્યધાની ભીન્નમાલ હતી તેમણે ગુજરાત અને સૌરાષ્ટ્ર જીત્યા. સાતમી સદીમાં તેનું રાજ્ય મારવાડમાં પૂર્વ ભાગમાં હતું તેનો

સીલાલેખ ટીડવાના પરગણામાં ગામ સીવાં અને કલીંજરમાંથી મળે છે (બુંદેલખંડમાં) ઇગીયારમી સતાબ્દિના પ્રારંભમાં એમનો અધિકાર અલવર પ્રદેશ પર હતો એ સમયે કનોજના પડિહારો રાજા ક્ષીતીપાલ (મહીપાલ) ના સામંત હતા એની રાજ્યધાની રાજોર હતી.

જગદીતસિંહ ગહલોત
એમ. આર. એ. એસ.
જોધપુર

મેરવાડના મહેરોના મેરવાડમાં ઘણાં ગામ છે. મેરવાડા સાડ ગાઉમાં છે.

રૂપનગર દેવગઢ સરદારગઢ ફતેહગઢ ચાંવ સોતાર કામળીઘાટ ભીમગઢ વરાવડ ખસેડ સવાંન્દ્રી સહથલી વણઝાર ચેતા આસોય બેદુર આમેટ રાજગઢ ગોલકખેડા કુલાજ તારાગઢ સરાધના ભાવતા બદવાડા કુમ્બડા અમરગઢ જસોલ બાલુત્રા વીગેરે ઘણા ગામોમાં મહેર રહે છે. તેઓ રાવતના નામથી ઓળખાય છે. ખેતી કરે છે. પશુઓ રાખે છે.

(શ્રીમાન માલદેવભાઈ આમાંના ઘણા ગામ જોઈ આવ્યા છે.)

## લેખ નંબર ૫

આ પરિહાર વંશ (પડિહાર) ના સરદારો રજપુતાનામાંથી ગુજરાતમાં આવ્યા. ઈ. સ. ૫૮૦ માં એમણે ગુજરાતમાં સત્તા જમાવી તેની રાજધાનીનું મુખ્ય શહેર નાન્દિપુરી (નાંદોદ) હતું. આ રાજાઓએ દક્ષિણ ગુજરાતનો પ્રદેશ છતી લીધો, અને ગુર્જર રાજા તરીકે પ્રસિદ્ધ થયા. આ રાજાઓ સૂર્યપૂજક હતા. અને ત્યારબાદ શીવપૂજક પણ બન્યા હતા. તેઓએ વલ્લભીપુરના રાજાઓ સાથે લડાઈ કરી હતી એમ તામ્રપત્ર ઉપરથી જણાય છે એ લડાઈમાં વલ્લભીપુરના રાજાઓની

હાર થઈ હતી, તે વખતે વલ્લભીપુરની ગાદીએ પાચમો શીલાદિત્ય હશે. આ વ્યાજય તરફના ગુર્જર રાજાઓએ પોતાનું ગુર્જર નામ આપ્યુ અને તે પછી મૈત્રક ને મહિરના નામથી પ્રસિદ્ધ થયા હશે. આ મૈત્રક વશના મકો ગુપ્ત વશના રાજા બુધગુપ્તને હરાવી એના પ્રદેશનો કબજો લીધો.

ગુપ્ત વશના રાજાઓએ ઇ સ. ૪૧૦ થી ૪૭૦ સુધી રાજ્ય કરેલ છે આ ગુપ્ત વશના રાજાને મહારાજાધિરાજ કહેતા. સ્કદ ગુપ્ત રાજાએ સૌરાષ્ટ્ર દેશ ઉપર પર્ણદત્ત નામના હાકેમને નીમ્યો હતો, તે જુનાગઢના હાકેમ તરીકે પણ હતો એમણે જુનાગઢનુ સુદર્શન તળાવ ફાટી જવાથી ઈ સ. ૪૫૬ ના ભાદરવા માસ વદ ૭ ના રોજ બે માસમા જ પૂરૂ કરાવ્યુ અને ભાવનાથ (ભવનેશ્વર) ને રસ્તે હાથ મોરા મદિર છે તે જગ્યાએ દેવળ ફરીથી બધાવ્યુ જુનાગઢના ત્યા માડલીક રાજાએ પણ દેવળ બધાવ્યુ અને તે દિવાન અમર-જીએ ૧૭૫૯ મા ફરીથી દુરસ્ત કરાવ્યુ

રાજા સ્કદ ગુપ્ત પછી ઇ સ ૫૦૯ મા મૈત્રક વશ (મહેર) ના સેનાધિપતી ભટ્ટાર્ક વલ્લભીપુર રાજ્યની સ્થાપના કરી, એવો પુરાવો મળે છે આ વલ્લભીપુર નગરીનો ઘેરાવો પાચ માઈલમા હતો સો કરતા વધારે ઘર કરોડાધિપતિના હતા, ૭ હજાર કરતા વધારે બૌધ સાધુઓ રહેતા હતા, સેકડો દેવળ હતા

ઈશુની છઠ્ઠી સદીમા ત્રણ પ્રબળ સત્તાનો ઉદય જોવામા આવે છે ઈ સ. ૫૦૯ ની આસપાસમા વલ્લભીપુરમા પ્રતાપી મૈત્રકો (મહેરા) ની સત્તા સ્થપાય છે

ઇ સ ૫૦૮ મા ભરૂચમા ગુર્જર વશના રાજાઓએ ચાલુક્ય (સોલકી) વશની સત્તાનુ માડલીકત્વ સ્વીકારે છે બસો વરસ આ સત્તા

ગુજરાતના તખતા ઉપર પોતાની કીર્તિ ફેલાવી આઠમી સદીના અંતમાં મૈત્રકો ગુર્જરો અને ચાલુક્ય (સોલંકી) વંશની સત્તા તુટતી જોવામાં આવે છે.

( દક્ષિણ ગુજરાતનો સોલંકી વંશનો ઇતિહાસ
લેખક મણીભાઈ ત્રીવેદી )

### અગ્નિવંશી

પડીહાર (પુરી હાર) વંશના રાજાઓના સંબંધમાં વ.શો આગળ વાંચો.

## લેખ નંબર ૬

પુરી હાર (પડીહાર) રાજાઓના સબંધમાં રાજ્ય સ્થાનનો ઇતિહાસ લખનાર ટોડ સાહેબ લખે છે કે

અમારે મહેર લોકોનો દમામ જાળવી રાખવાને મેરવાડામાં તેના બીમગઢના કિલ્લાની મારે મુલાકાત લેવી હતી અને એ કિલ્લા શીવાય તેનો જુનાઈનો કિલ્લો પણ જાણવાજોગ હતો. એ કિલ્લાઓમાં એક વખત એ કીલ્લાઓમાં મહોર શહેરના પ્રતિહાર વંશના રાજાઓના વડી રહેતા હતા પુરીહાર રાજાઓ ચૌહાણ રાજાઓના સબંધીઓ હતા, ટોડ સાહેબ કહે છે કે આગળથી આ વખતે મહેર વાસમાં જવાય તેમ નહોતું. તેથી મારી સાથેના કેપટન વાઘને જવાનું હટેલ બેદનુરના કીલ્લાના મેર વૃદ્ધમેર ઉમરાવે કેપટન વાઘને હોળીના ઉત્સવ અને રમત ગમતમાં ભાગ લેવરાવ્યો આ કીલ્લો મેવાડના મોટા કીલ્લાઓ માંહેનો એક છે, અને તેના તાબાના મેર સરદારો

મોટા સરદારો માહેલા એક છે. તેઓ રાજાનો ખીતાબ ધરાવે છે. આ મેર સરદારોએ મને બહુ માન આપ્યું. શીકારની શેરગાહ ભોગવી ખુબ આનંદ કર્યો. આ પ્રતિહારોએ અરવલ્લીના (ડુંગરનું નામ છે) રસ્તામાંના એક લડાઈની જગ્યાને બહુ પ્રખ્યાતી આપેલ છે. મંદોદ્રી એ પ્રતિહારોની રાજ્યધાનીનું શહેર અને મારવાડ દેશનું મુખ્ય શહેર હતું. એ શહેર મંડોરના નામથી પણ ઓળખાય છે. મંડોરના પ્રતિહાર રાજાને રાણાનો ઇલિકાબ હતો એ ઇલિકાબ મેવાડના રાણાએ લઈ લીધો એ રાણાનો ઇલિકાબ લીધા પહેલાં મેવાડના રાજા રાવળ કહેવાના.

## લેખ નંબર ૭

રામાયણના કિષ્કિંધાકાંડમાં સૌરાષ્ટના પાડોશમાં જ બાહીક જાતીનો દેશ બતાવ્યો છે, વળી ઉત્તરકાંડમાં મનુના પુત્ર ઇલિને વાલ્હીકનો રાજા કહ્યો છે વળી મહાભારતના સભાપર્વમાં પણ અર્જુનના દિગ્વીજય પ્રસંગમાં જણાવ્યું છે કે વાલ્હીકોના દેશમાં જવુ મુશ્કેલ છે. સિંધ દેશની પશ્ચિમે હાલા પર્વની પેલી પાર મકરાણા દેશમાં વાલ્હીક જાતીનો વાલ્હીક દેશ હતો અને તે બલ્ખ દેશ સુધી વીસ્તરેલો હતો વલ્લભીપુરનું અસલ નામ વલહી હતું એમ જૈનોના ગ્રંથો જણાવે છે વલ્લભીપુરના પ્રદેશનું પ્રાચીન (જુનું) નામ વાળાકક્ષેત્ર પણ છે, બીજા સૈકામાં ઢાંકમાં આવી વમેલા વાલ્હીક એટલે વાળાએ ત્યાંથી ખસી જઈ સૌરાષ્ટની દક્ષિણ તરફ જઈ વલહી (વલ્લભીપુર). નગર વસાવ્યું આ વલ્લભીપુરના રાજાઓએ પોતાના તાંબ્રપત્રમાં કુળનું નામ મૈત્રક લખ્યું છે. આની ઉત્પતી વિદ્વાનો એમ માને છે કે મીત્ર એટલે સૂર્ય અને તેના ઉપાસક તે મૈત્રક (મહેર) ઇ. સ. ૫૫૯ માં ગ્રહસેન વલ્લભીપુરની ગાદીએ આવ્યો, અત્યાર સુધી બધા

મૈત્રક (મહેર) રાજાઓ શીવધર્મી હતા આ વલ્લભીપુરના મૈત્રક રાજા ધ્રુવસેને માળવા સુધી પોતાનું રાજ્ય વધાર્યું હતું વલ્લભીપુર નગરી શીવધર્મનું કેન્દ્ર બની ગઈ હતી આ બધો ઇતિહાસ રતલામ (માળવા) માંથી મળી આવેલા તામ્રપત્રમાંથી સીદ્ધ થાય છે

વલ્લભીપુરના બાગમાં મોટું નૌકા સૈન્ય રહેતુ વલ્લભીપુર નગરી પર ફરીને ફરી વળવાથી એ નગરીનો નાશ થયો. વલ્લભી શહેરનું પતન થયા બાદ સીંધ તરફથી આવેલા ચુડાસમાઓ વામનસ્થલી (વંથલી) મા ગાદી સ્થાપે છે, પણ તેઓ ટુંક સમયમા વંથલીથી નીકળી ગાદી ફેરવે કે એ વખતે જુનાગઢનું નામ ઉગ્રસેનદુર્ગ હતુ

## લેખ નંબર ૮

પાચમી સદીના અંતમા ઘણુ કરી પશ્ચિમી ગણાતી શકાય એવી મૈત્રક (મહેર) જાતીના ભટ્ટાર્ક નામના રાજાએ સૌરાષ્ટ્ર કે કાઠિયાવાડના દ્વીપકલ્પની પૂર્વમા આવેલા વલ્લભીપુર શહેરમા વસવાસ શરૂ કર્યો ત્યા પોતે રાજ્ય સ્થાપ્યુ ઈ સ. ૫૦૦ ની આસપાસથી ૭ સ. ૭૭૦ સુધી રાજ્ય મૈત્રકો (મેરો) એ ચલાવ્યુ બાદ સિંધ તરફથી આવેલા આરબ લોકોએ કણ લોકોની સત્તાનો નાશ કર્યો અને વલ્લભીપુરના મૈત્રક રાજાઓ સ્વતંત્ર બન્યા હતા અને હિંદુસ્તાનના પશ્ચિમ વિભાગમા આવેલા સૌરાષ્ટ્ર કે કાઠિયાવાડ પ્રદેશમા તેઓ બળવાન રાજા તરીકે ગણાતા લાગ્યા મૈત્રક જાતીના શ્રીહર્ષ રાજાના જમાઇ ધ્રુવ ભટ્ટ નામે રાજાના અમલમા વલ્લભીપુર રાજ્ય અને માળવા એ બન્ને રાજકીય દ્રષ્ટીએ એક જ હતા મતલબ કે ધ્રુવ ભટ્ટ રાજા તે વલ્લભીપુર નગરના વસાવનાર અને રાજ્ય સ્થાપનાર મૈત્રક ભટ્ટાર્ક રાજાના વંશનોજ હતો આ

મૈત્રક રાજાઓએ ૭૦ જેટલા ગામ ધર્માદામાં (દાનમાં) આપેલાના લેખ છે.

અર્લી હીસ્ટરી ઓફ ઇન્ડીયા
પ્રકરણ ૧૨ પૃષ્ટ ૩૧૩

## લેખ નંબર ૯

ઇ. સ. ૮૧૬ માં પ્રતિહાર વંશના રાજાઓ માહેલા નાગભટ્ટ નામના રાજાએ કનોજ પર ચડાઈ કરી કનોજના રાજાને હરાવી પોતાનું રાજ્ય સ્થાપ્યું ઇ. સ. ૮૧૬ થી ઇ. સ. ૧૦૧૮ સુધી પડિહાર રાજાએ કનોજ દેશમાં પોતાનો અમલ ચલાવ્યો.

હિન્દનો સંપૂર્ણ ઇતિહાસ પૃષ્ટ નંબર ૮૨
લેખક મનસુખલાલ મોહનલાલ પોટા.

## લેખ નંબર ૧૦

સુરાષ્ટ્ર ( સૌરાષ્ટ્ર ) અને ખેડા જીલ્લો એ વલ્લભીપુરના રાજાઓના હાથમાં હતો. ભરૂચ અને તેની આસપાસનો પ્રદેશ ચાલુક્ય વંશ ( સોલંકીવંશ )ના સાંમત ગુર્જરોના હાથમાં હતો. નવસારી અને એના દક્ષિણ તરફનો પ્રદેશ ચાલુક્ય (સોલંકી)ના હાથમાં હતો. ભીલ્લમાલ અને તેની આસપાસનો પ્રદેશ તથા ગુર્જરદેશ ( ગુજરાત ) પાછળથી પ્રતિહાર કહેવરાવનાર રાજા નાગાવલોક કે તેમના પૂર્વજોના હાથમાં હતો. ઈ. સ. ૮૨૨ માં વલ્લભીપુરના રાજાઓએ વીજય મેળવ્યો હતો.

વીક્રમ સંવંત ૬૩૬ થી ૮૬૪ સુધી ગુર્જર રાજાઓની સત્તા

લાટ દેશ ઉપર પણ હતી. આ મૈત્રક (મહેર) તથા ગુર્જર રાજાઓની રાજ્ય સત્તામાં ફાચરની પેઠે થોડો વખત (૬૮૮ થી ૭૯૬) દક્ષિણ દેશમાં ચાલુક્ય (સોલંકી) રાજાઓ આવી ગયા.

ગુજરાતનો મધ્ય કાલીન રજપુત ઇતિહાસ.

પ્રતિહાર રાજાઓ પછી કનોજ દેશનું રાજ્યમાં ગરડવાલ રાજાઓનું રાજ્ય થયું અને તેઓની પાસેથી ૧૨૮૩ માં કનોજ દેશનું રાજ્ય મુસલમાનોના હાથમાં ગયું.

## લેખ નંબર-૧૧

મૈત્રકો એજ મહેર છે એવો જે પંડિત ભગવાનલાલનો મત છે તેને હું ટેકો આપું છું મહેરનું અસલ નામ મિહિર હતું સંસ્કૃતમાં મિહિર અને મૈત્રકનો અર્થ એકજ થાય છે.

ડોકટર ફલીટ વોલ્યુમ ૧૫ પૃષ્ઠ ૩૬૦ થી ૩૬૨ સુધીનો લેખ વાંચો.

## લેખ નંબર ૧૨

ભાવનગરનાં ગોહિલ વંશ તે વલ્લભીપુરના (વલ્લભી વંશના) રાજા ગુહસેનથી ઉત્પન્ન થયેલાનું કહે છે વલ્લભી વંશના રાજા અને ગુર્જર રાજા એકજ વંશના હતા એકજ જાતના હતા સેનાધિપતી ભટ્ટાર્કના પુત્ર ધ્રુવ સેનનું તાંમ્ર પત્ર મળ્યું છે ધ્રુવસેન ભટ્ટાર્કનો ત્રીજો પુત્ર હતો તે પરથી માલુમ પડે છે.

મૈત્રકો (મહેર) કે જેમણે બળ જબરીથી પોતાના દુશ્મનોને

તામે કર્યા હતા દુશ્મનોના બળવાન લશ્કર ને સેકડો ઘા કરી જેમણે કીર્તિ મેળવી છે આ મૈત્રકો (મહેર)નો અર્થ સૂર્ય થાય છે આ મૈત્રકો તે મહેર જાતના હતા મહેર જાત કાઠિયાવાડમા ઘણી પ્રબળ હતી અને હજુ પણ કાઠિયાવાડના વાયવ્ય ખુણામા બરડા પર્વત આગળ માલુમ પડે છે

ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ
રાવબહાદુર ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઇ
બી એ એલ એલ બી વડોદરા

## લેખ નંબર ૧૩

ક્ષત્રપ વંશના રાજાઓ ઈ. સ પૂર્વે ૭૦ થી ૩૮૯ સુધી ગુજરાત પર સત્તા જમાવી હતી ક્ષત્રપ વંશના રાજાઓ પછી ઇ. સ ૪૧૦ થી ૪૭૦ સુધી ગુજરાતમા જે વંશના રાજાઓ થયા ત્યારપછી ગુર્જરવંશનો મૈત્રક સેનાપતિ ભટ્ટાર્કે વલ્લભીપુર નગર વસાવી એના વંશની એટલે વલ્લભીવંશની સ્થાપના કરી એવો પુરાવો મળે છે ગેનોટ કે ગોહીલ એ પણ એના વંશના છે મૈત્રક એટલે મેર લોકોની કથા એવી છે કે મયુરધ્વજને અને મકરધ્વજને યુદ્ધ થયુ હતુ મકર એટલે માછલી એ મહેરજાતિનુ ચીન્હ છે અને મયુર એ ગુપ્તવંશના રાજાનુ ચીન્હ છે મહેર જાત ઉત્તર હિંદુસ્તાનમાથી આવી અને પશ્ચિમ રજપુતાના તરફથી ગુજરાતમા દાખલ થઈ હતી તેમના સરદારો જસનો અજો (અજામત) બડ અને કામનના નામ ઉપરથી જેસલમેર, અજમેર, બડમેર, કામલમેર, એ નામ પડ્યા હતા. ગુપ્ત વંશના રાજાઓને હરાવનાર આ મિહિર કુળ (ઈ સ ૫૨૨થી ૫૪૦) ઉપરથી મિહિર અને મહેર નામ પડ્યુ હશે કાઠિયાવાડમા મહેરોએ રાજ્ય સ્થાપન કર્યુ હશે. કાઠિયાવાડ અને રજપુતાનાના રજપુતો

વલ્લભી વંશના ગણાય છે. વલ્લભીવંશના રાજાને યાદવો કહેલ છે એ રાજા પણ મૈત્રક વંશના છે.

(ગાયકવાડ ગ્રંથમાળા)
ગુજરાતનો પ્રાચિન ઈતિહાસ

## લેખ નંબર ૧૪

વલ્લભી વંશના લેખોમાં મહાસામંતરૂપ પરમભટ્ટાર્ક મહારાજાધિરાજ પરમેશ્વરરૂપ એટલે તદ્દન સ્વતંત્ર જાતના લેખ મળે છે. તાંમ્રપત્રમાં રાજા પોતે તો રૂપમાં કામદેવ, ગાંભીર્યમાં હિમાલય અને સંપત્તીમાં કુબેરને ટપી જવાનો ગર્વ ધરે છે છતાં એમાંથી એના આદર્શની ઝાંખી થાય તે એનો વૈભવ દીન અને અનાથોને પોષવામાં ધર્મરાજ પેઠે પ્રજા પોતપોતાના વર્ણાશ્રમના ધર્મને અનુસરે એવી વ્યવસ્થા રાખે એટલું તો એની ફરજમાં દેખાઇ આવે છે. વળી આ વલ્લભીવંશના રાજાઓ વિદ્યા મેળવવામાં આતુર હશે એમ લેખો પરથી જણાઈ આવે છે. મૈત્રક વંશનો ધ્રુવસેન પહેલો રાજા તેને શાસ્ત્રાર્થનો જાણકાર કહે છે. તે પછીના કોઈ કોઈ રાજાઓ સર્વ વિદ્યા મેળવ્યાનો દાવો કરે છે તેઓ પોતે અસ્ત્ર શસ્ત્ર વાપરવાની કેળવણી લીધાનો દાવો કરે છે.

ચીન દેશના મુસાફર હુવાન સાંગ કહે છે કે આ રાજાઓના વખતમાં ભારે ગુન્હાઓ થતા નહી ગુન્હાની શીક્ષામાં હાથ, કાન, નાક, પગ વીગેરે કાપવાની તથા દંડની શીક્ષા પ્રખ્યાત હતી. અદાલતમાં (કચેરીમાં) જનાના' અમીના દીવ્ય સોગન આપવાનો રીવાજ હતો. આ વખતના ક્ષત્રીઓ મૈત્રક વીગેરે વંશના નામોથી પ્રસીદ્ધ હતા. રાજાઓ સાધારણ બે વસ્ત્ર વાપરતા એક પહેરતા બીજું ઓઢતા. એ વખતમાં દાગીનાઓ પહેરવાનો ભારે શોખ હતો.

નવસારી પ્રાંતના એક તાંમ્રપત્ર ઉપરથી એવું જણાય છે કે સૌરાષ્ટ્ર અને ખેડા જીલ્લા પર વલ્લભીવંશના મૈત્રક રાજા સીલાદિત્ય પાંચમાંનું રાજ્ય હતું.

( જુવો ગુજરાતના ઈતિહાસીક લેખો, લેખ નંબર ૮૪
સીલાદિત્ય પાંચમાનું તાંમ્ર પત્ર વીક્રમ સંવત
૭૭૮ વાળું જુવો )

## મહેર (મીહીર) મૈત્રક વંશ

હુએનત્સંગે (ચીન દેશનો યાત્રાળુ) વલ્લભી વંશના રાજાઓને ક્ષત્રિ ગણ્યા છે. આજના વિદ્વાનો તેને મૈત્રક માને છે. મી. જેકશને હર્ષચરિત્ત નામના પુસ્તકના વર્ણનમાં ભીન્નમાલના રાજાઓને ગુર્જર વંશના માનેલા છે. તેઓ વી સ. ૬૫૦ માં થઈ ગયેલા છે. કવિ રાજશેખરે કનોજના પડિહારોને ગુર્જર વશના માનેલા છે.

રાજા મથનદેવના લેખમાં પણ ગુર્જર પડિહાર લખેલ છે. પડિહાર વંશમાં નાગભટ્ટ રાજા થઈ ગયા છે. તે ઉપરથી પુરીહાર વંશના રાજાને નાગાવલોક પણ કહે છે. ઈ. સ. ૭૫૬ ના તાંમ્રપત્ર ઉપરથી નક્કી થાય છે. ચૌહાણ રાજા ભર્તુબધ્ધ બીજો રાજા નાગાવલોક રાજાનો સામત હતો. પડિહાર નાગભટ્ટ અને નાગાવલોક એ બે એક જ નામ છે. નાગભટ્ટના પુત્ર રામદેવ થયા તે સૂર્યનારાયણના ઉપાસક હતા. એની રાણી અપ્પાદેવીથી ભોજનો જન્મ થયો એ ભોજને મીહીર ( મહેર ) આદીરાવ પણ કહે છે. એમના વંશના રાજા મહેન્દ્રપાલનુ રાજ્ય કાઠિયાવાડના દક્ષિણ ભાગ સુધી હતું. એનાં તાંમ્રપત્ર મળ્યાં છે. વી. સં. ૬૫૦.

મહાઉપાધ્યાય રાયબહાદુર ગૌરીશંકર ઓઝા લખે છે કે ગુપ્ત રાજાઓના વંશ પછી પડિહાર રાજાએ સમાન તેની બરાબરીમાં કોઈ થયેલ નથી પણ પડિહારોના સામ્રાજ્યનો નાશ થયા પછી તેમણે

બીજા રાજાઓની આધીનતા સ્વીકારી આ હકીકતને ટેકા આપતા લેખ નંબર ૧૧, ૧૨, ૧૩ અને ૧૪ એ આ સાથે બાજુમાં જ રહ્યું કર્યા છે. તે પરથી સમજાશે કે પડિહાર (પુરી હાર કે પ્રતિહાર) ગુર્જર મનક અને મહેર એ એક જ છે) એમ સ્પષ્ટ રીતે નક્કી થાય છે.

દિવાન મુણુ હોત નેણુશીએ પડિહારોની ૨૬ શાખ બનાવી છે.

વંશ ભાસ્કર નામના પુસ્તકમાં પણ પડિહારોની વંશાવળી છે.

ભાટોના ચોપડામાં પણ પડિહાર રાજાઓનો ઉલ્લેખ છે.

ચાવડા રજપુતોના તાંમ્રપત્ર ઉપરથી એવું જણાય છે કે મહેર એમના અમલમા ઘણું ઉચું પદ ધરાવતા હતા રોત્રુજી નદિ ઉપરતું તમાણા (અસલ નિમાણક) ના તામ્રપત્રમાં મહેરરાણા જગમલ નામ આપેલ છે.

કાઠિયાવાડ ઇતિહાસ પ્રકરણ ૭ વાંચો

## લેખ નંબર ૧૫

આઠમી સદીમાં દક્ષીણ ગુજરાતનો જેટલો ભાગ ગુર્જર રાજાઓના તાબામા હતો તેટલો ભાગ રાષ્ટ્રકુટ રાજાઓના હાકમી તળે આવ્યો.

દક્ષીણ ગુજરાત જ્યારે રાષ્ટ્રકુટ રાજાઓના તાબામાં હતુ ત્યારે કાઠિયાવાડનો ઉત્તર પશ્ચિમ અને વચનો ભાગ મેર (મૈત્રક) લોકોના તાબામાં હતો અને ગીરનારની આસપાસનો મુલક ચુડાસમા રાજાના તાબામાં હતો.

(ગુજરાત સર્વસંગ્રહ) પૃષ્ઠ ૨૮૯

## ચંદ્રવંશ

બ્રહ્મા તેના અત્રિય તેના ચંદ્ર તેના બુધ તેના પુરૂરવા તેના એહુસ. તેના જયાતી. તેના કેતુ, તેના બરહીસ, તેના મહીપ, તેના ભાનુ, તેના સુભાન, તેના અજાન બાહુ તેના સમરથ, તેના દીલીપ, તેના મહીમાન, તેના વ્રજભાન, તેના કૃતભાન, તેના સાતાવી, તેના મેધવર્મા, તેના એહુસ, તેના નેહુસ, તેના કૃતધાવી, તેના નરગોખ, તેના બે પુત્રો નરગોખનો વીસ્તાર અહીકુળમાં જાય છે કૃતધાવીના ગોમ તેના પ્રધગવ, તેના જયદેવ, તેના યયાતી, તેના યદુ અને કુરૂ યદુના વંશમાં છપનકોટી જાદવ થયા કુરૂના વંશમાં પાચ પાંડવ અને સો કૌરવ થયા જદુના જમન તેના પ્રવીણ, તેના પ્રનબાહુ, તેના પરીત, તેના પરમોદ, તેના અભેદ, તેના અરૂણ, તેના સુર્યાતી, તેના નીબંધ, તેના મેનરાવ, તેના જયોતીગવ, તેના કનકસેન, તેના શુદ્ધસેન, તેના ધગવીધાર તેના કમનમેન, તેના બધુમાન, તેના અનનરાવ તેના અશોક, તેના પરમોદ, તેના વીસાગૃદ તેના ઉનાન, તેના કૃતગવ તેના માનગવ તેના સુચડ તેના કમધ્વજ તેના પ્રવેણ તેના કીમદ તેના મદિગ તેના બધુભાન તેના પ્રીતીગજ તેના વીરસેન તેના અનાપ તેના મહીવાન તેના અભેદ તેના મહીમાન તેના સુરસેન તેના વાસુદેવ તેના શ્રી કૃષ્ણ બ્રહ્માથી પાસેઠમી પેઢીએ શ્રીકૃષ્ણનો જન્મ છે. શ્રીકૃષ્ણના પ્રદ્યુમન તેના અનીરૂદ્ધ-વજ્ર તેના નાભ તેના પૃથ્વી બાહુ તેના સુબાહુ તેના ગજ તેના ગજ તેના સાલીવાહન

## સૂર્યવંશ

બ્રહ્માના મરિચી તેના કસ્યપ તેના સૂર્ય (વિવસ્વાન) તેના ઇક્ષ્વાકુ તેના વિકુક્ક્ષી તેના પુરંજય તેના અમેના તેના મનુ તેના પ્રથુ તેના વીશ્વરદ્રી તેના યુવનાથ તેના સમસ્ત તેના બ્રહ્વશ્વ તેના વનાશ્વ તેના દ્રઢાશ્વ તેના હરિયશ્વ તેના નીકુંભ તેના બ્રહણાશ્વ તેના કુશાશ્વ

તેના સેનજીત તેના સુનાશ્વ તેના માનધાતા જેમણે માન સરોવર બંધાવ્યું. તેના અંબરીષ તેના પુરૂકુત્સ તેના ત્રસદસ્યુ તેના અનરણ્ય તેના હૈરથ તેના અરૂણ તેના ત્રીબંધ તેના સત્યવ્રત (ત્રીશંકુ) તેના હરીશ્ચંદ્ર જેણે સત્ય માટે રાજ્ય સંપત્તી છોડી તથા નીચ ઘેરે વેચાણા તેના રોહીત તેના હરિત તેના ચંપ તેના સુદેવ તેના વીજ્યક્ષ તેના ભરૂક તેના વક્ર તેના બાહુક તેના સગર તેના અસમન્જસ તેના અંશુમાન તેના દીલીપ તેના ભગીરથ તે શીવના મહાન ભક્ત હતા તેમણે તપોબળથી સ્વર્ગમાંથી ગંગાજી લાવી પિતૃઓને મોક્ષ કરાવ્યો. ભગીરથના સુત તેના નાભ તેના અપર તેના સિંધુ દ્રીપ તેના અયુતાયુ તેના ૠતુપર્ણ તેના સર્વકામ તેના સુદાસ તેના અસમક તેના મુલક તેના દશરથ તેના એડવીડ તેના વીશ્વસહ તેના ખટવાંગ તેના દીર્ઘબાહુ તેના દીલીપ તેના રઘુ ત્યાંથી રઘુકુળ કહેવાણું. રઘુના અજ અને અજના દશરથ તેના શ્રીરામ તેના લવ અને કુશ. બ્રહ્માથી માંડી બાંસઠમી પેઢીએ શ્રી રામ જન્મ્યા છે.

સૂર્યવંશમાં—સીસોદીયા, મકવાણા, રાઠોડ, ગૌડ, જાલા, વાઢેળ, દેવડ હાડા અને કુરમ એ શાખના રજપુતો પણ છે.

બ્રહ્માના દશ પુત્રો મરિચી, અત્રિ, અંગીરસ, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, ભૃગુ, વસિષ્ટ, દક્ષ, નારદ.

## ચંદ્રવંશી

ચંદ્રવંશમાં નહુષ રાજા થયા તેના યયાતી તેના પુરૂ તેમણે મથુરાં નગરી વસાવી. તે પુરૂના જનમેજય તેના પ્રાચિનદ્રાન તેના સંયાતિ તેના અહયાતિ તેના સાર્વભૌમ તેના જ્યત્સેન તેના અર્વાચીન તેના અરિહ તેના મહાભૌમ તેના અયુતનાયી તેના અક્રોધન તેના દેવતીથી તેના આરિહ તેના રૂક્ષ તેના મતિનાર તેના તંસુ તેના ઇલીન તેના દુષ્યંત તેના ભરત ત્યાથી ભારત કહેવાય છે. ભરતના ભુમન્યુ



ફટાણા ગામના મહેરોનો આગેવાન વીર વીકમસીં



મહેરોની કુળદેવી.

હતા પણ તેની સાથે તે કામી પુરૂષ હતો પોતાના ગ્રહસ્થા ધર્મનું પાલન કરવું અને ન્યાય અને નીતીને પંથે ચાલવું એજ ખરી વીરતા છે મનનો સંયમ પાળવોએ કાયર પુરૂષથી બને તેમ નથી બીચારા જેઓ વીષય વાશનામાં રચીપચી રહેલા છે અને એમાંજ આનંદ માનનારા છે તે મનના વીકારોને ક્યાંથી છુટી શકે ? એ તો વીષયોના ગુલામ હોય છે એ પ્રમાણે દીપસીંગ પણ કોઇ રૂપવંતી સ્રીને જોઇ જતો ત્યારે પોતાનો ધર્મ ભુલીને કુદ્રષ્ટીથી તેને જોતો એટલું જ નહિ પણ પોતાના અધમ સ્વભાવ ને વશ બનીને કોઇ પણ સુંદર સ્રીને મળવા માટે અધીરો બનતો અને એને માટે પોતાના અવાસમાં ગુપ્ત એક ખંડ રાખવામાં આવેલો ત્યાં પોતાની વીશ્વાસુ અને પોતાના આ અધમ કાર્યમાં મદદ કરી શકે તેવી વડારણો મારફત નીર્દોષ અબળાઓને જાળમાં ફસાવતો એમનામાં બીજા કેટલાક ગુણો હોવા છતાં આ મહાન અવગુણને લીધે બીજા. ગુણો ઢંકાઈ ગયા હતા. ગામમાં પણ તેના આ અધમ આચરણોની ગામ વાસીઓને ખબર હોવાં છતાં તેને કોઈ મોઢે કોઈ કંઈ બોલી શકતા નહી પણ ખાનદાન અને આબરૂદાર કુટુંબની સ્રીઓએ તેની ડેલી આગળથી નીકળવાનું બંધ કર્યું હતું. ગામનો માલીક હોવાથી દીપસીંહના આ દુરાચરણો બાબત તેને મોઢે કોઈ કહી શકતું નહી પણ ગ્રામ્યજનો તેના તરફ તીરસ્કારની દ્રષ્ટીથી જોતા અને સૌ તેને ધીક્કારતા.

આ ગામમાં બરડાના એક ગામનો મહેર-બરબન ધંધો કરવા આવેલો પોતાની સ્રી અને નાનો દીકરો હતાં. ગામમાં મકાન ભાડે લઇ નીર્વાહ ચલાવતો. બરબનની બહેન રૂપીબાઇ સ્વરૂપવાન અને જુવાન હતી, રૂપી એક વખત પાણીની હેલ લઇને ઘેરે જતી હતી. તે વખતે દીપસીંગે તેમને જોઈ અને તેને મળવા માટે તાલાવેલી લાગી, અને પોતાના ખાનગી અવાસમાં લાવવાની વડારણ મારફત કોશીશ કરી.

વખત પરમત જ્યારે બહારગામ ગયેલો ત્યારે લાગ જોઇને પાની વડારણ પરબતને ઘેરે ગઇ. બહારથી અવાજ કર્યો, રૂપીમાઈ શુ કરો છો.

કોણ છે ?

એ તો હુ જશુમાની વડારણ પાનીમાઇ, કોઈ દીવસ નહી અને આજ અમારે ત્યા ? આવો આવો !

જસુમા તમને કોઇ કોઈ વખત યાદ કરે પણ આજે તો કહ્યું કે રૂપીમાઇને બેસવા તેડી આવ.

રૂપીમાઈની મા બોલી.

અમારે અને જશુમાને કઇ ઓળખાણ નહી પાગ્ખાણ નહી ને અમને બોલાવે. ઈ શું કહેવાય

બા આગળ કોઇએ તમારી વાત કરી હશે, એટલે બાના મનમા એમ થયુ કે બીચારા ગામડાના અજાણ્યા માણસ અને આહીં મને મળવા આવવાનો વીવેક એનામાં ન હોય પણ લેને હુંજ બોલાવુ. બાકી તો જુવો ને ? ઓળખાણ તો કરીએ, તો થાય. ઓળખાણ એ તો ખાણ છે, મોટાઓની ઓળખાણ કોક દી કામ લાગે.

પાનીમાઈ ! અમે તો ગરીબ માણસ રીયા, આંહી ગુજારો કરવા આવ્યા. મોટાઓને ઘેરે આવવાનો પગ ન ઉપડે. આપણા જેવાં નાનાં ને નાનાં હારે બેસવાની અને બોલવાની મજા આવે જશુમા તો આપણા માવતર બરાબર છે પણ ત્યાં આવતાં અમે ઓજપાયેં એમા ઓજપાવા જેવુ કશુ નથી બા તો બહુ ભલાં છે. વળી હું બેઠો છુ તે એ માટે તો મને કહ્યુ છે કે તું તારી સાથે તેડીને જ લાવજે.

રૂપી જશુમા બોલાવેછ તો જા જઇ આવ્ય. વહેલી આવતી

રહેજે. વાતુએ ચડજેમાં તુ તે જાણે વાતુડી હું રાંધવાનો આદર કરૂંછ.
ત્યાં જઇ આવ્ય.

વડારણુ પાની પોતાના કામમાં સફળ થવાથી મનમાં હરખાતી હરખાતી રૂપીને લઇને ચાલી.

પરન્તુ હજુ થોડાજ વખતથી ગામમાં રહેવા આવેલ તેથી રૂપીને કે તેની માને પાનીના હલકા ધંધાની ખબર નહી. પાનીની પાછળ રૂપી ચાલી જતી હતી ઠાકોરના રહેવાના અવાસોમાં એક જુદો જ ખંડ કે જ્યાં કોઇની બહુ આવજાવ નહી. તે ખંડના પાછળના દરવાજેથી પાની વડારણુ અને રૂપી આવ્યાં.

ક્યાં બા ? રૂપી બોલી. આંહી બેસો હું બોલાવું. રૂપી વિચાર કરે છે કે આ ઓરડામાં કંઇ ઠામ વાસણુ નહી પાણીયારૂ નહી પાણી ભરવાનાં બેડાં નહી ગાદલાં ગોદડાં નહી પેટી પટારા નહી કંઇ ઠામ ઠીકર નહી કંઈ જણુસભાવ નહી જણુઆનો ઓરડો આવો તાં હોય ને ?

પાની મને આ ઓરડામાં બેસવાનું શું કામ કહ્યું હશે. બાને ખબર આપ્યા પછી ઇ હા પાડે તો જ ત્યાં એને ઘેર જવાતું હશે ? મોટાઓના ઘરની કંઇ ખબર પડે નહિં. ઠીક પણુ જી હશે ઇ આવશે તયેં ખબર પડશે. થોડીવાર પછી રૂપીએ દીપસીંગ દરબારને આવતાં જોયો વડારણુ આગળથી આવી ધીમેથી કહ્યું કે રૂપીબાઇ બાતો જરા કામમાં છે.

આ કોણ છે ? એ તો આપણા દરબાર છે. આંહી મારી પાસે શું કામ આવે છે ? કંઇ વાત કરવી હશે. પાની તું ના પાડી દે મારે એની હારે વાત કરવી નથી આંહી મારી પાસે દરબારનું કંઈ કામ નથી જા ઝટ કઈદે આમ વાતચીત કરે છે ત્યાં દીપસીંગ ઓરડામાં આવ્યો રૂપી ! તારી સાથે થોડી વાતચીત કરવા માટે હું આવ્યો છું તારી

આ જોગ કામમાં છે બાપુ? માગ આ જ્યાં હોય ત્યાં મારે જાવું છે ત્યાં જે વાત કરવી હોય તે કરજે. રૂપી એકાન્તમાં તને બોલાવી છે. તેનું કારણ તો તું સમજી ગઈ હશે

અગાઉથી સમજી ગઈ કે તારું મન મેલું દેખું છે પણ દરબાર તું તો અમારું માવતર કેવાય અને તો તારા વ્યા કહેવાએ મારા તરફ તારી સીધી નજર છે પણ એમાં કંઈ સાર નહી નીકળે રૂપી આનો આપણા દરબાર છે ધણી છે એની હારે તોછડાઈથી ન બોલાય હુકમેથી ન બોલાવાય. રૂપી તારે બોલવું હોય તો ભલે બોલ પણ મારી ઇચ્છા પ્રમાણે તારે વર્તવું જ જોશે રાજી ખુશીથી વર્તવામાં તને લાભ છે તું જુએ છે ને કે તું હવે, આંહીથી છટકી શકે તેમ નથી એમ કહી રૂપીની નજીક આવે છે રૂપી તાડુકી ઉઠી છેટો રેજે કુતરા? એક પાટુ ભેગો સૌ પડી જઈશ મારી પાસે આવ્યો તો જોવા જેવી થાશે હું એકલી છેતી શું થીયું તારી મરજી પ્રમાણ હું વરતું એમ? છતાં તું ખાટ થઈને ખાજે. રૂપી તું શું કરી ગરવાની હતી તું જે બોલે છે તેનો મને જરા પણ ગુસ્સો નથી એમ કહી આગળ ચાલે છે ત્યા રૂપીએ પડકાર કર્યો રૂપીએ ચંડીકાનું રૂપ ધારણ કર્યું અને બોલી કે માટી પડખે જો ચડ્યો તો તારી દાઢીના કાતરા જો ખેંચી ન લઉં તો હું મેરાણી નહીં. દીપસીંગ આગળ ચાલતા અટક્યો હૃદયમા બીક બેઠી ઘણી જુવાન સ્ત્રીઓના જખ્મજસ્નીથી શીયળ લુટેલા પણ રૂપીનો ક્રોધ અને હાવ ભાવ આખો જોઈ નજીક જવાની હીંમત ન કરી.

પાની આ છોકરીને સમજાવજે એ કોની સાથે આટલો બકવાટ કરે છે એનું એને ભાન નથી હું જે ધારું તે કરી શકું તેમ છું પણ જો એ હજુ પણ સમજી જતી હોય તો એને મોટો લાભ છે દીપસીંગ ધમકી અને લાલચના શબ્દો બોલતો ખડ ખડાટ નીકળ્યો પાની ઓરડાને સાંકળ દઈ દે એ નહી સમજે ને ક્યાં જશે. પાની ઓરડો બંધ કરી સાંકળ દેવા જાય છે ત્યાં રૂપીએ પાટુ મારી પણ

જમીન પોતેજ પર પડી ગઇ દીપસીંહે જબ્બર જરતીથી બારનેસાંકળ . ચઢાવીરૂપીને ઓરડામાં પુરી.

ઉઘાડ ? ઉઘાડ ? કુતરા ઉઘાડ ઉઘાડ તો તારી ખબર પાડું ? દીપસીંહ ચાલતો થયો.

પરબત જ્યારે બહાર ગામથી આખરી ગામે પાછો પોતાને ઘેરે આવ્યો ત્યારે તેની મા એ વાત કરી. પરબત રૂપીને વડારણ તેડવા આવી હતી તે જશુ બાને ત્યાં બેસવા ગઈ છે કાલુની ગઈ છે પણ હજી આવી નથી એનું શું કારણ હશે જરાક ખબર તો કાઢ ? મા ? રૂપીને શું કરવા જવા દીધી દરબાર છે ઇતાં ભારી ભુંડીનો છે. ગામમાં એની સારી વાતુ નથી થાતી તને કંઈ વીચાર નથીઓ તી ત્યાં રૂપીને મોકલી ? બચ્ચા ? મને શું ખબર પડે કેઇ ભુંડા કામનો કરનારો આવી રીતે છેતરી પીંડી કરી છેતરીને રૂપીને બોલાવી લેશે પરબત તુંતા જાણે છે કે રૂપીમાં તાં કંઇ ફેર પડે એમ નથી પણ ગામમાં શુ વાતુ થાશે ગામને મોઢે ગરેણા બંધાય છે તું ઝટ તપાસતો કર પરબત ડેલીએ આવ્યો. દરબાર ગાદી ઉપર તકીયાનો ઓધાર લઈ આડે પડખે હોકો પીતો હતો. પરબતને જોઇ, આવ પરબત બેસ બેસ બેસ. દરબાર હમણાં બેસાય એમ નથી, મારે થોડી વાત કરવાની છે. તો વાત કરવા સારૂ જ આવ્યો છું.

દીપસીંગે હોકાની એક બે ફુંક ઉતાવળા ઉતાવળા લઈ હોકો એક બાજુ મુકી ડેલીની પડખેના ઓરડામાં પરબતને તેડી ગયો અને કહ્યું કે બોલ પરબત શું કામે આવ્યો. છે !

આંહી મારી બેન રૂપી આવી છે તેને આજ બીજો દીવસ થયો છતાં ઘેરે આવી નથી તો મારી બેન ક્યાં છે '

પરબત તારી બેનની મને કાંઇ ખબર નથી. તારી બાને ત્યાં

આ જોગ કામમા છે બાપુ ? માન આ જ્યા હોય ત્યા મારે જાવુ છે ત્યા જે વાત કરવી હોય તે કરજો રૂપી એમન્તામા તને બોલાવી છે તેનું કારણ તો તું સમજી ગઇ હશે

જરાજર સમજી ગઈ છે તારૂ મન મેલું દેખુ છે પણ હજાર તું તો અમારૂ માવતર કેવાય અગે તો તારા બ્યા કહેવાયે માગ તરફ તારી સીધી નજર છે પણ એમા કઇ સાર નથી નીકળે રૂપી આતો આપણા કરમાર છે ધણી છે એની સાગે તોછડાઇથી ન બોલાય તુકારેથી ન બોલાવાય રૂપી તારે જોવતુ હોય તો ભલે બોલ પણ મારી ઇચ્છા પ્રમાણે તારે વર્તવુ જ જોશે ગજી ખુશીથી વર્તવામા તને લાભ છે તું જુએ છે ને કે તું હવે આહીથી છટકી શકે તેમ નથી એમ કહી રૂપીની નજીક આવે છે રૂપી તાડુકી ઉઠી છેટો રેજે કુતરા ? એક પાટુ ભેરો સેંકો પડી જઇશ મરી પાને આવ્યો તો જોવા જેવી થાશે હું એબલી ડેતી શુ થીયુ તારી મરજી પ્રમાણ હુ વરતુ એમ ? છતા તુ ખાર લઇને ખાજે રૂપી તુ શુ કરી શકવાની હતી તુ જે બોલે છે તેનો મને જરા પણ ગુસ્સો નથી એમ કહી આગળ ચાલે છે ત્યા રૂપીએ પડકાર કર્યો રૂપીએ ચંડીકાનું રૂપ ધારણ કર્યું અને બોલી કે મારી પડખે જો ચડ્યો તો તારી દાઢીના કાતરા જો ખેંચી ન લઉ તો હુ મેરાણી નહીં દીપસીંગ આગળ ચાલતા અટક્યો હૃદયમાં બીક બેઠી ઘણી જુવાન સ્ત્રીઓના જબરજસ્તીથી શીયળ લુટેલા પણ રૂપીનો ક્રોધ અને લાલ આખો જોઈ નજીક જવાની હીમત ન કરી

પાની આ ચાકરીને સમ નવજે એ કોની સાથે આટનો બબડાટ કરે છે એનુ એને ભાન નથી "હું જે ધારૂ તે કરી શકુ તેમ છુ પણ જો એ હજુ પણ સમજી જતી હોય તો એને મોટો લાભ છે દીપસીંગ ધમકી અને લાલચના શબ્દો બોલતો ખડ બહાર નીકળ્યો પાની ઓરડાને સાકળ દઈ દે એ નહી સમજે ને ક્યા જશે પાની ઓરડો બંધ કરી સાકળ દેવા જાય છે ત્યા રૂપીએ પાટુ મારી પણ

દીપસીંગ ડેલીમાં આવી બેઠો તો ખરો પણ રૂદયનો આનંદ ઉડી ગયો અને રૂંવાડે રૂંવાડે બીક બેસી ગઈ દાયરામાં વાતો કરે છે પણ મનને ક્યાંય ચેન પડતું નથી. એક પછી એક વિચારોના મોજા ઉપડે છે અને સમાઇ જાય છે. મનનાં થયું કે મેર હારે વેર કર્યું ઈ ઠીક તો નથી કર્યું પણ હવે શું કરવું. રૂપીને જો મોકલી આપું તો તો કહેશે કે મેરથી બીનો એટલે એમ કર્યું.

હવે તો જે થાય તે થાવા દીઓ. હવે તો કોઇ રીતે રૂપી સમજી જાય તો જ ઠીક. નહીતર તો બાવા માહેલાં બેઈ બગડયાં કહેવાય.

પરબતે ઉચાળાભર્યા અને ગાડુ લઈ અડવાણે આવ્યો, ત્યાં સગર સતવારીની વસ્તી વધારે. વળી એવો કોઇ મહેર ન મળ્યો કે પરબતના વટને ખાતર પરબતની પડખે ઉભી મરવા તૈયાર થાય. ત્યાંથી સોઢાણે આવ્યો, કોઇ રાંક માણસ માગવા નીકળે ત્યારે કંગાળ દીલના માણસોના ખીસ્સામાં પૈસા હોય પણ કહે કે આગળ જાઓ, આગળ આપનારા મળશે. એવી રીતે અડવાણેથી પરબત સોઢાણે આવ્યો. સોઢાણાવાળાએ આગળ જવા ચીંધી દીધું કે ફટાણે જા. ફટાણા ગયા વિના તારૂં કામ નહિ થાય.

પરબત ફટાણે જવાને ચાલતો થયો. ફટાણા ગામ તો વીર પુરૂષોની ભૂમી છે. ત્યાં અનેક વીર પુરૂષો પાકયા છે. વીરતાનો ખરો રંગ તો હજી ફટાણા ગામના મહેરોમાં ચમકે છે. ફટાણા ગામથી ઉગમણી બાજુ નાથજીની જગ્યા છે. આ જગ્યા ફટાણાના મહેરોએ ધર્માદા આપી છે. તે જગ્યામાં નાથજી (સાધુ) રહે છે.

સાંજની વખતે ગામના ધર્મપ્રેમી મહેરા આ નાથજીની જગ્યામાં ભેળા થાય છે, અને સાંરામાયણ વચાય છે. (આ ગામના મહેરોમાં

હોય તો હું ખબર કઢાવું. ત્યાં બેસવા આવી હોય અને રોકી રાખી હોય તો કંઈ કહેવાય નહી. એની તારે જરાય ફીકર કરવાની નથી.

તારી બેનને નોકરીમાં રહેવું હોય તો વડારણ તરીકે રાખવા હું ખુશી છું. બીજી વડારણ કરતાં પગાર તેને વધારે આપીશ.

દરબાર! ઈ તારી ડાવડાઈ મુકી દે ને મારી બેનને આમ આગળ કરી દે, ન કર જોયા જેવી થાશે. જોયા જેવી? શું જોયા જેવી થાશે? કહી નાખ.

તું પેટભરો શું કરવાનો હતો? હવે જો તુ આડીને મને બોલાવતો હોય તો કહી દઉં છું કે તારી બેનને આંહી રાખી છે, જા તારાથી થાય ઈ કરી લે. ભુખની ભાજી આવા મેર ઈ પણ ડરાવે? તારા જેવાથી એમ દબાઈએ તો તો ગરાશ અમારાથી ખવાય નહિ. તારી બેન નહી આવે જા તારાથી થાય તે કરી લે. ઓઠો ઉતર જેમાં દરબાર હજી હું કરગરીને કહું છું કે આવો જુલમ કરતો રહેવા દે, આમાં કંઈ લાભ નથી. માટે ભલો થઈ સમજી જાય તો ઠીક છે. હવે જા, જા. હાલતો થા. અને જો તને બીજું પણ કહી દઉં છું કે આ ગામ બે દીમાં છોડી દેજે અને તારા ઉંચાળા ભરી નીકળી જાજે અને તું તો તું પણ તારા મહેર કોઈ પાણીયારા હોયને! તો મોકલજે મારી પાસે. હું પણ જોઈ લઈશ કે મેરમાં માટીઆઈ કેવીક છે. મેરમાં જો ત્રેવડ હોય તો તે મારૂં ગામ ભલે ભાંગવા આવે?

*

'પરબત ને દીપસીંગના કઠોર વચન સાંભળી રૂંવાટે રૂંવાટે ક્રોધ વ્યાપી ગયો અને એ ટાણેજ માથા ઉપર પાઘડી હતી તેને દૂર ફેંકી દીધી અને પડકારો કર્યો કે દરબાર યાદ રાખજે કે તારૂં ગામ ભાગ્યાં પછી જ મારે પાઘડી બાંધવી છે. પરબત ઉઘાડે માથે ચાલતો થયો.

દાયરામાંથી એક જણનું ધ્યાન પડ્યું. અને પુછ્યું કે જુવાન કેાે છે ? કહ્યું કે, મહેર ઉઘાડે માથે કેમ છે ! ભાઈ મારી વાત સાંભળવા જેવી છે. પણ તમારા આ સતસંગના કામમાં આડો પડી રામાયણ વાંચવામાં વીઘન નહી કરૂં, બધા દાયરાનું ધ્યાન ઉઘાડા માથા તરફ ગયું. રામાયણ વાંચનાર લાખાભાએ કહ્યું કે, પાઘડી ઉતારી નાંખીછ તી એમાં કંઈક ઉંડો ભેદ હશે આ થોડીક ચોપાઈ પુરી કરી લઈએ પછી એની વાત સાંભળીએ.

રામાયણનો પ્રસંગ પુરો થયો બાદ આવેલ જુવાને સઘળી બની ગયેલી હકીકત મહેર દાયરા પાસે કહી.

દાયરામાંથી એક ગરઢેરો બોલ્યો ? જુવાન જરા પણ મુઝા જેમાં અમે ફટાણાના મહેર જીવતા જાગતા છે ત્યાં સુધી તારી આબરૂ પર કોઈ હાથ નાખી શકે જ નહી તારી બેન એ અમારીજ બેન છે

જુવાન બોલ્યો અરજન આતા ! તમે કહોઓછ ઈ વાતમાં મને મોળે સોળ આના વીશ્વાસ છે અને મારી બીજે કયાંય નજર ન પડી તયે તો હુ તમારે ગામ આવ્યો પણ હવે આમા વખત લગાડવા જેવું નથી મારી બેનને ઓરડામાં પુરી રાખી છે આપણે વેરોગીએની વાર કરવી જોઈએ.

ભાઈ ત્રીલોકનો નાથએની લાજ રાખશે જ્યા એ તમારી બેનનેજ એની આબરૂની ખેવના છે તો હું ગરાસીયાનો ભાર શુ છે કે એ બાઈની સામે કુદ્રષ્ટી કરી શકે જો તને અમારા વચનમાં વીશ્વાસ ન હોય તો રોકાયજા અને આંહીનો દાયરો આહીથી જ્યે ઉપડે તયેં બધાની હારે તું પણ રહેજે. અરરે ! તમારા બોલવામાં વીશ્વાસ ન હોય એમ કંઇ હોય ? વીશ્વાસ છે તયે તો હુ આવ્યો ! કીક્યો ગમગમ એમ કહીને ઉઠયો.

ધર્મના સંસ્કાર સારા છે જેવી રીતે ધર્મપ્રેમી છે તેવી રીતે પોતાના બાળકોને અને બાળકીઓને વિદ્યા ભણાવવા પ્રત્યે પણ પ્રેમ ધરાવે છે મહેરના દરેક ગામની નીશાળમા બાળકોની તથા બાળકીઓની સાથે સરખામણી કરીએ તો ફટાણુ પહેલે નબરે આવે મતલબમા બીજી સ્કુલો કરતા ગામડામા ફટાણાની સ્કુલમા બાળકની સખ્યા વધારે જોવામા આવશે

પગમત ઉઘાડે માથે આવીને નાયકની જગ્યાએ એ ગામના દાયરાનુ ધ્યાન રામાયણ સાભળવામા હતુ (ફટાણાના મહેર ભાઈઓ રામાયણ વાચે છે અને રામાયણનુ જ્ઞાન પણ સારૂ ધરાવે છે, ફટા ણાના કેટલાક મહેરોને તો રામાયણનો પ્રભાતે પાઠ કરવાનુ નીયમ લીધુ હોય એવુ જોવામા આવે ગમે તેવુ ખેતીનુ કામ હોય પણ અમુક ચોપાઈનો તો સવારે પાઠ કરવો જ જોઈએ)

રામાયણ વાંચનાર નીચેની ચોપાઈ લલકારી

કહહુ ભક્તિ પથ કવન પ્રયાસા
જોગ ન મખ જપ તપ ઉપવાસા
સરલ સુભાવ ન મન કુટીલાઈ
જથા લાભ સતોષ સદાઈ

મોરદાસ કહાઈ નર આશા
કરે કહહુ સો કહ્યે બિશ્વાસા
બહોત કહૌ કા કથા બઢાઈ
યહ આચરણ બસ્યમે ભાઈ

જ્ઞાનહિ ભક્તિહિ નહી કછુ ભેદા
ઉભય હરહિ ભવ સભવ ખેદા
નાથ મુનીશ કહહી કછુ અતર
સાવધાન ન હોઈ સુનુ વિહગવર

દાયરામાથી એક જણનુ ધ્યાન પડ્યુ અને પુછ્યુ કે જુવાન કેવો છે ' કહ્યુ કે, મહેર ઉઘાડે માથે કેમ છે ' ભાઈ મારી વાત સાભળવા જેવી છે. પણ તમારા આ સતસગના કામમા આડો પડી ગમાયણ વાચવામા વીઘન નહી કરૂ, બધા દાયગનુ ધ્યાન ઉઘાડા માથા તરફ ગયુ. ગમાયણ વાચનાર લાખાભાએ કહ્યુ કે, પાઘડી ઉતારી નાખીછ તી એમા કઈક ઉડો ભેદ હશે આ થોડીક ચોપાઈ પુરી કરી લઈએ પછી એની વાત સાભળીએ.

ગમાયણનો પ્રસગ પુરો થયો બાદ આવેલ જુવાને સઘળી બની ગયેલી હકીકત મહેર દાયરા પાસે કહી

દાયરામાથી એક ગરઢેરો બોલ્યો ? જુવાન જન પણ મુઝા જેમાં અમે ફટાણાના મહેર જીવના જાગતા છે ત્યા સુધી તારી આબરૂ પર કોઈ હાથ નાખી શકે જ નહી તારી બેન એ અમારીજ બેન છે

જુવાન બોલ્યો અરજન આતા ' તમે કીઓછ ઈ વાતમા મને સોળે સોળ આના વીશ્વાસ છ અને મારી બીજે ક્યાય નજર ન પડી તયે તો હુ તમારે ગામ આવ્યો પણ હવે આમા વખત લગાડવા જેવુ નથી મારી બેનને ઓરડામા પુરી ગખી છે આપણે વેલેરીએની વાર કરવી જોઈએ

ભાઈ ત્રીલોકનો નાયએની લાજ રાખશે જ્યા એ તમારી બેનનેજ એની આબરૂની બેવના છે તો ઇ ગરાસીયાનો ભાર શુ છે કે એ બાઈની સામે કુદ્રષ્ટી કરી શકે જો તને અમાગ વચનમા વીશ્વાસ ન હોય તો રોકાયજા અને આહીનો દાયગે આહીથી જયે ઉપડે તયે બધાની હારે તુ પણ રહેજે અરર ? તમાગ બોલવામા વીશ્વાસ ન હોય એમ કંઇ હોય ? વીશ્વાસ છે તયે તો હુ આવ્યો ? કીક્યો ગમગમ એમ કહીને ઉઠ્યો

આબરૂ થાય અને અમારે જીવવુ ઈ જીવવામાં પછી સાર શુ? તમારી આગળ સમ ખાઇને વાત કરૂ છું કે જો તમે મારી મદદે ન આવ્યા હોત તો હુ મારૂ મોત નજરે દેખતો હતો ઈ ગરાશીયા સામટા રીયા એટલે હું તેને પહોચત તો નહી પણ એક બેને મારીને મરત પણ મારી બેનને ઈ ઘરમાં રાખે ને હુ જીવતો રહુ ને મારે જોવુ પડે ઇ તો કોઇદી બને એમ નથી એમ કહેતા કહેતા આંખમા પાણી આવી આવી ગયાં શરીર શાવ શકતી વગરનુ હોય એવુ નીસ્તેજ થઇ ગયુ વીકમસીએ આશ્વાશન આપ્યું ધીરજ આપી અને ફરીથી ખાત્રી આપી કે, તું તારે જા અને ત્રીજે દિવસે અમે ઈ દરબારની બરાબર ખબર લેશું.

ફટાણા ગામમા વીકમસીનુ ઘર વટ રાખવામા અને માટીઆઇમાં પ્રખ્યાત, એક ઠેકાણે કહેલ છે કે

— જે નરરૂપે આગળા તે નર નુગણા ન હોય —

એ પ્રમાણે વીકમસીનો ભરાવદાર ચહેરો, એના શરીરનો બાંધો, એની દાઢી અને મૂછનો મરોડ એ બધો દેખાવ જોતા દુશ્મનની પણ છાતી ફાટી જાય. મહેર જ્ઞાતિના પુરૂષ અને સ્ત્રી જાત ઇશ્વર કૃપાથી સ્વાભાવીક જ સ્વરૂપવાન વિશેષ ભાગે હોય છે છતા પણ પુરૂષ વર્ગમાં રૂપવાન પુરૂષોનુ પ્રદર્શન ભરવામા આવે તો વીકમસીભાઇનો પહેલો નબર આવે. એ જ્યારે પોતાની ડેલીએ સુરવાલ, આગડી, ભેઠાય અને માથે કીરમચી રગની રેશમી પાઘડી બાંધીને બેઠા હોય ત્યારે કોઇને એમ જરૂર લાગે કે કોઈ પચીસ પચાસ ગામનો ધણી છે. જેવી એની કાયાની સુંદરતા હતી તે જ પ્રમાણે તેનામા વીરતા હતી. ફટાણા ગામમા તો ખરૂ કહીએ તો ઘેરો ઘેરે ઘેર શૂરવીર પુરૂષો હતા. જેનાં માતા પીતા શૂરવીર હોય તેના સંતાનમાં પણ એ શૂરવીરતાનો રંગ ચડયા વિના રહે જ નહિ.

આજે વીકમસીભાઈને ઘેરે ગામના ધનદેરા (આગેવાન) ભેગા છે કાવાકસુંબાની તૈયારી થાય છે

એક વૃદ્ધ મહેર બોલ્યો

વીકમસીભાઈ! આપણે ગોલ્યા મહેર જુવાનની હારે બોલીએ બંધાણા છે અને ગગરીઆ દીપસીંગનું ગામ ભાંગી અને પરમનની બેનો લાવી છે અને દીપસીંગને પણ જરાક મહેરનો હાથ બતાવવો છે, તો હવે એનો ઝાઝા દીનો વાયદો નથી લાખાભાઈએ આ વાતની શરૂઆત કરી

લાખાભાઈ તમારી વાત બરાબર છે અને ઈ કામ બાબત નક્કી કરવા અને કેવી રીતે ઈ કામ લેવું એમાં સહુ ભાઈઓનો મત મેળવવા માટે જ મેં ભેગા કર્યા છે વીકમસી ભાઈ! એમાં અમારો મત લેવાની શું જરૂર છે, તમારે હાથે તો એવા કંઈ કામ થઈ ગયા છે કેવી રીતે જાવું ઈ તમે જ નક્કી કરી નાખોને' દુલાભા બોલ્યા

દુલાભા! તમે મને એટલી બધી મોટાઈ ન આપો? આપણે બધા ભાઈઓ મત મેળવીને કામ કરીએ તો ઠીક ગમે તેમ પણ સામો માણસ માત મનો ધણી છે એટલે ઈ પણ એના રંગમાં રહેતો હશે માણસો પણ એની પાસે હથીયારબંધ હશે. વળી ઈ જાણે છે કે એક મહેરની બહેનને રાખી છે તો મહેર સાથે વેર તો થયું જ છે એટલે ઈ પણ એની તૈયારીમાં જ હશે. એના ભલે ગમે એટલા માણસ હોય પણ આપણે તો આપણા ગામમાંથી સાગ સાગ પાણીવાળા પાંચ સાત જુવાનને જ લઈને જાવું અને એને બતાવી આપવું કે બગડાના મહેર હારે વેર કરવાથી શું લાભ મળે છે વીકમસીએ પોતાનો મત જાહેર કર્યો.

વીકમસીભાઈ! તમારૂં કહેવું બરાબર છે. ફટાણા ગામના બધા મહેરને તો જવાની જરૂર નથી. થોડાક જ મહેર હોય તો બસ છે. હવે કોને લઈ જવા ઈ નક્કી કરો.

દુદાજીએ કહ્યું કે એક તો જાણે મારે પોતાને જ આવવું છે. લાખાજી કહે હું તો અટાણેથી જ તૈયાર છું. મેરામણજી બોલ્યા કે, વીકમસીભાઈ અને હું અમે બેયે આવવા નક્કી કરી રાખેલ છે. મેરામણજી તમે અને વીકમભાઈ ન આવો તો શું વાંધો છે. એક નાનકડા ગરાશીયાને પાડી લેવો છે તેમાં તમારૂ શું કામ હોય, તમારે તો એવું કોઈ મહાન ધીંગાણું કરવાનું હોય તો ત્યાં તમારૂં કામ પડે. તમે ઘેરે રીયો. મહેર જુવાનો ક્યાં થોડા છે. દુદાજીએ કહ્યું.

મેરામણજી બોલ્યા કે દુદાજી! આ વખતે અમારે તો આવવું જ છે, તમારી સો વાત અને અમારી એક વાત. અમે તેઠ આ રીતે જ નક્કી કરી રાખેલ છે.

અમારી બરછી ને તલવારને ઘણા વખતથી પડયાં પડયાં કાટ ચડી ગયો છે. તો એ કાટ ઉતારવાની જરૂર છે. દાયરામાં જેટલા બેઠા હતા એ બધાએ કહ્યું કે અમે બધાય આવવા તૈયાર છે.

વીકમસી ભાઈ બોલ્યા કે ભાઈ, આ વખતે આ કામમાં તો સાત જણનું જ કામ છે. આમાં કયા કોઈ રાજા મહારાજા હારે યુદ્ધ કરવું છે. માટે તમારામાંથી એક વીરોજી કરશનજી અને કાંથડજી ત્રણ જણ તૈયાર રેજો.

દાયરામાં બેઠેલા બાકીના જુવાન બોલ્યા કે અમને આવવાનું નથી કેના તી અમને (ફોસી બીકણ કે કાયર) લેખ્યા!

ભાઈ આમાં તમે ફોસી કે બીકણ છો ઈ વાત જ નથી થોડા

કામમાં કંઈ આખા ગામના જુવાનોથી હાલી નીકરાય છે? ત્યાં જેવું કામ! એમાં તમારે ઓછું લગાડવાનું નથી. વળી કોક એવો વખત આવશે ત્યારે વળી તમે તમારી તરવારનું અને તમારૂં પાણી બતાવજો ને! અટાણે તો અમે તમને કહીએ એમ વરતો તો ઠીક.

દરબાર દીપસંગની પોતાનાજ ગામમાં વાડી છે. ત્યાં સેરડી વાવી છે. ૩૦ થી ૪૦ વીઘામાં સેરડી ઉભી છે શેરડીના વાડમાંથી માણસને નીકળવું હોય તો નીકળી નહિં શકે એવા સેરડીના સાંઠા આડા અવળા ઘટાટોપ ઉભા છે, એ દીવસથી ચીચુડો ફરે છે લોઢાની કડાઈઓમાં સેરડીનો રસ ઉકળે છે. પાંચ સાત માણસો સેરડી કાપવામા જ રોકાએલા છે એ માણસો બળતણ માટે રોકાણા છે. એ માણસ ચોચોડાના કામમાં એક ચોચોળો હાંકનાર એક ગોળ પાકવાની પરીક્ષા કરનારો આવી રીતે બાર પંદર જણ એ કામમાં રોકાણા છે. રાતને દિવસ ચીચોળા ફર્યા કરે છે. દીવસે કામ કરનારા માણસો થાકી જાય ત્યારે રાતપાળીના બીજાં માણસો આવી જાય છે, દરબાર દીપસીગ પણ રાત દીવસ ત્યાંજ અડીંગો લગાવી બેઠા છે પોતાને બેસવા માટે તથા આરામ લેવા માટે એક ઘાંસની અથાઇ (ઝુંપડી) બનાવી લીધી છે ત્યાં પોતાનો ઢોલીઓ ગખેલ છે. નીચે એક જાજમ પાથરી છે ત્યાં તેની પાસે આવનારા અને સેરડી ખાવા આવનારા બેસે છે. બાજુમાં જ ગોળનો રસ પાકી ગયા પછી એરસ રેડવાની એક મોટી ચોકડી (કુંડી) કરી છે. પાકેલો રસ તેમા રેડે છે સેરડી ખાવા આવનારા આ પાકેલો રસ જે ઠર્યા પછી ગોળ થવાનો છે તે ગરમ ગરમ નરમ ગોળ સેરડીના છોતાથી ચાટે છે આ વખતે એ ગોળ ખાનારાઓ એ કુંડીની ફરતા બેસી જાય છે. અને દરેક એ કુંડીમાંથી રસ ચાટે છે, આ વખતે ઉચ નીચ કે નાના મોટાનો ભેદ રહેતો નથી. પણ બધા હારે આનંદની સાથે એ ગરમ ગોળ ચાટવાનો સ્વાદ લીએ છે.

ગત્રીનો સમય છે ગોળના રસની કળાઈ રસ પાણી જવાથી કુડીમા ઠાલવવામા આની દરબાર દીપસગને પણ ગરમ ગરમ ગોળ ખાવા ઇચ્છા થઇ તેઓ પણ બીજે દાયરો ગોળ ચાટતા હતા ત્યાં બેસવા વીચાર કર્યો ગુણીયાનો કોથરો હતો તે પાથરી દીધો ત્યા બરાબર બેઠા અને બીજાઓની સાથે તે પણ ગરમ ગરમ ગોળ ચાખવા લાગ્યા ગોળ ચાટતા ચાટતા દરબાર વાતુએ ચડ્યા

અલ્યા લખુભા? હમણા ક્યાક ક્યાક રજવાડામા લોઢાના ચીચુડા આવ્યા છે ઇ વાત સાચી?

બાપુ સાચી વાત છે।

મે સાભળ્યુ છે કે ઇ ચીચુડાનો જરાય પણ અવાજ થાય નઈ કોઈ માણસ સાન પડખે આવીને ઉભો રીયે તયેજ ખબર પડે કે ચીચોડો ફરે છે

બાપુ એનો અવાજ તો જરાય ન મળે અને સેરડીમા સાઠા તો પાચપાચ સાતસાત ભેગા પીલી નાખે

જીવણસગ મને તો એમ લાગે છે કે આ લાકડાનો ચીચોડો ભલે બે સાઠા પીલે પણ એ ફરે ત્યારે એની ઘરેરાટી તો પાચપાચ સાતસાત ખેતરવા સભળાય. આવતા જતા માણસને ખબર પડે કે શેરડીનો વાડ પીલાય છ? કેટલાક તો ચીચોડાનો અવાજ સાભળીને પણ શેરડી ખાવા આવે

વાડ પીલવાનુ કામ ચાલે ત્યા તો ઈ એક જગત થીયા જેવુ ગણાય કોઇ પણ આવે ને કોઈ ખાય સમો બહતા માણસના મન સાકળા થઈ ગયા ને જમીનમાથી રખી બધી ઓછી થઈ ગઈ

ફટાણા ગામમાથી સાન જણ છુપી રીતે ફટાણા ગામેથી રાતના રવાના થયા

- દુદાજીનો નાનો ભાઈ મડલકજી હતો તે હમેશા વાડીયે વધારે વખત રહેતો છતા પણ નાયકની જગામા એક મેર ઉઘાડે માથે આવ્યો અને એની પાવડી ગામના આગેવાનોએ બધાવી અને એણે લીધેલ પ્રતિજ્ઞા પાળવામા મદદ કરવાનું ફટાણાના ભાઈઓએ વચન આપ્યુ એ વાત મડલકજીના જાણવામા આવી ગઇ મડલકજીની ઉમર નાની છતા નક્કી કરી લીધુ કે ફટાણાના મેરો જ્યારે આ કામ કરવા નીકળે ત્યારે તેની સાથે મારે જવુ આમ નક્કી કરેલ એટલે એ વાટ જ જોતો હતો અને મહેર જુવાનો ક્યારે જવાના છે એની તપાસ પણ રાખતો હતો.

સાંજના જ્યારે દુદાજી વાડીએ ન આવ્યો ત્યારે થોડીવાર રાહ જોયા બાદ પોતે વાડી રેઢી મુકી ઘેરે આવ્યો ઘેરે તપાસ કર્યો તો ખબર મળ્યા કે થોડીવાર પહેલા જ એક ગરાસીયાનો હીસાબ લેવા બહારગામે જવાને માટે ચાલ્યા જાય છે

મડલકજીએ તુરત ઘરમાથી એક બરછી લઇ લીધી અને તુરત બહાર નીકળ્યો એમની માએ કહ્યુ કે દુદાજી મને કહેતો ગયો છે કે જો મડલીકજીને ખબર પડી જશે તો આના વિના રહેશે નહિ માટે કદાચ આડી આવે તો રોકી રાખજે તો દીકરા ? મોટો ભાઇ ગીઓ છે પછી તારે જવાની શુ જરૂર છે ?

મા ! તુ ના પડે છે પણ ભાઈ જાય ને હું આંઈ બેસી રહુ. ઈ તો નહી બને દીગ્ગ તું માની વાત સાંભળ મડલી જીની મા કઈ કહેવા જાય છે પણ તેનુ કઇ ન સાંભળતા દોડયો, વરતુ નદી આગળ આવ્યો, ત્યા સાત જણાને આવ્યા.

દુદાજીએ પાછું વાળી જોયું ત્યાં પોતાના નાના ભાઈને ઓળખ્યો.

અલ્યા પુગ્ગો નાં ! ઇ તો હું જાણુતો હતો કે ખમર જો પડી ગઇ તો તું આવ્યા વગર રહેવાનો નથી. મંડલકજીએ કહ્યું કે આજે હું ત્યાંથી નીકળ્યો ત્યારે રસ્તામાં સારા શુકન ન થીયાં, તો આજ જે કામે નીકળ્યા છે ઇ કામ કરવાનું માંડી વાળો. મંડલકજીએ કહ્યું.

ભાઈ, અપશુકન થયા હોય તો તું તારે પાછો ઘેરે જા. બાકી અમે તો હવે જે કામે નીકળ્યા છે એ કામ પાર પાડયા વિના પાછા ફરનાર નથી, દુદાજીએ કહ્યું.

જો તમે બધાય જવા તૈયાર છે તો પછી હુ તો પાછો જાઉંજ નહિ. મારે પણ "આજ મારો હાથ બનાવવાનો સમો આવ્યો છે. બધા જણ દીપસીંગના ગામ પહોંચ્યા. ગામને ફરતો ગઢ હતો તે બંધ થઇ ગયેલ હતો.

બધા જણ વીચારમાં પડયા કે ગઢના દરવાજા બંધ થયા તો હવે અંદર જાવું કેમ ? કારણ કે દરવાજા તો તોડયા તૂટે તેમ નથી. માટે કોઈ રીતે ગઢની રાંગ (દીવાલ) ઉપર ચડી જવાય તો જ કામ આવે. મહેર જુવાનોએ તરત નક્કી કર્યું કે, એક જણ ગઢની અંદર જઇને દીપસીંગ કયાં છે એનો તપાસ કરી લેવાય તો ઠીક

મંડલકજીએ હિંમત કરી કહ્યું કે રાંગ ઉપર હું ચડીશ અને હુ તપાસ કરી આવીશ.

મંડલકજી મહામહેનતે રાંગ ઉપર ચડયો. બીજા સાત જણ ઝાડની ઓથે અંધારામાં બેસી ગયા અને મંડલકજીની આવવાની રાહ જોવા લાગ્યા.

મડલકજી ગઢમાંથી ઉતરી ગઢનાં દરવાજો ઉઘાડી નાંખ્યો

અને બધા જુવાનો અંદર આવ્યા દરબાર દીપસંગની ડેલીએ દરવાણી સુતા હતો, તેને જગાડયો અને દરવાણી શીવાય બીજાઓ જે સુતા હતા તેને સર્વને પાછળ હાથ નાખીને ડેલીને થાભને બાધ્યા અને કહ્યુ કે તમારા દરબાર દીપસંગ ક્યા છ સાચુ કહી દેશો તો તમને અમે બોલાવશુ નહી ખોટુ બોલશો તો આ તલવાર તમારી સગી નહિ થાય ? એમ કહી તલવારની અણી છાતી ઉપર મુકી દરવાણીએ બીજ્ને લીવ કહ્યુ કે દરબાર તો બે દીવસથી સેંદડીના વાડ પીવાય છે તો ત્યાજ રહે છે

જો તમને એક બીજી વાત પુછી લઉ આહી તમારા દરબારે રૂપી મેગણીને ઓરડામા પુરી છે એ ઓરડો બતાવો તો તમને બધાને છુટા કરીએ દરવાણીએ મ્હ્યુ કે ભાઈસાહેબ મને છુટો કરો તો ચાલો હુ બતાવુ મારી સાથે આવો વીકમસીએ દરવાણીને છુટો કર્યો દીપસંગ દરબારના જ્યા અવાસ હતાં ત્યાના એક ઓરડામા જ્યા રૂપીને રાખવામા આવી હતી તે ઓરડાને ઉપરથી તાળુ દીવેલુ હતુ તે તાળુ તોડી નાખ્યુ

રાત્રીનો વખત હતો તાળુ તોડવાનો અવાજ સાભળી રૂપી ગભરાણી અને વીચાર કરવા લાગી કે, આ રાતની વખતે કોણ આવ્યા હશે ?

મહેરને, ઘરમા આવતા જોયા રૂપા ઉભી થઇ ગઈ અને ક્રોધમા બોલી તમે કોણ છો ? અને આહીં કેમ આવ્યા છો ?

વીકમસી બોલ્યા ! બેન જરા પણ ગભરાઇશ નહી અમે તારી મદદ માટેજ આવ્યા છે ચાલ જલદી તૈયાર થઈ જા, તારા ભાઇનુ ઘર ક્યા છ ?

રૂપી તથા મહેરો રૂપીને ઘેરથી તેના ભાઇને લઈ ગઢ બહાર નીકળ્યા.

દરવાણીએ ડેલીએ આવીને જે માણસોને બાંધ્યા હતા તેને છોડયા દરવાણીને એમ થયું કે આજ સુધી મેં દરબારનું અન્ન ખાધું છે અને જો દરબારને આ બાબતની ખબર પડશે તો મારે એને શું મોઢું બતાવવું. માટે જો કંઇ મારાથી હજી પણ બને અને એ આવેલ હરામખોરમાંથી એક બેને જો પાડી લેવાય તો ભારે કામ થાય એમ નક્કી કરીને પોતાની ભરેલી બંદુક લઇને એકદમ દોડયો અને અંધારામાં છુપે રસ્તે ચાલીને જે રસ્તો વરતુ નદી તરફ જતો હતો ત્યાં આડો ઓડો બાંધી બેસી ગયો.

વીકમસીએ મંડલકજીને કહ્યું કે, આ રૂપીને તથા તેના ભાઇને લઇને તું ફટાણે જા. ત્યાં અમે પણ આવીએ છીએ કારણ કે અટાણે રાતના સમય છે તો એની સાથે પણ રહેવાની જરૂર છે. એમ કહીને સાત જણા જ્યાં દરબારનો સેરડીનો વાડ પીલાતો હતો ત્યાં છુપી રીતે પહોંચ્યા.

દરબાર દીપસંગ તો ગોળની કુંડી આગળ બીજા માણસોની સાથે બેઠા બેઠા વાતોના તડાકા મારતા હતા, અને ગોળ ચાટતા હતા. ત્યાં ઓચીંતા મહેર જુવાનાએ આવીને બધાને દબાવ્યા.

ઓચીંતો આ દેકારો સાંભળીને વાડીમાં કામ કરતા જુવાનો દોડી આવ્યા. જે આવે તેને કડીઆળી લાકડીઓથી જમીન ભેગા પાડવા લાગ્યા. એક લાકડી પડે તે બીજી માગે નહી. કેટલાક બીકને લીધે કામ કરવાનું મુકી જીવ બચાવીને ભાગ્યા. દરબારને પકડયો. દરબાર હારી ગયો અને બોલ્યો. તમે કોણ છો. અને શા માટે આ જુલમ કરો છો. એ તો કહો, તમારે શું જોઇએ છે ?

દરબાર અમે જુલમ કરવા નથી આવ્યા. જુલમ તો તારો છે કે અમારી મહેરની દીકરીને ઓરડામાં પુરી રાખી છે અને અમે

સાંભળ્યું છે કે ગામની જુવાન વહુઓ અને દીકરીઓની આબરૂની સલામતી નથી તો તારા આ ધંધાની શીક્ષા કરવા આવ્યા છ. દરબાર જો જીવતું રહેવું હોય તો આજથી પાણી મુકે કે ગામની વહુઓ દીકરીઓએ બધી તારી દીકરી અને બહેન બરાબર છે એવી પ્રતીજ્ઞા કર. દરબારના માથા ઉપર ખુલી તલવાર ઉગામેલી જ હતી તેથી લાચાર થઇ ગયો અને કહ્યું કે ભાઇઓ તલવારનો ઘા ન કરશો હું આજથી ભગવાનની શાક્ષીએ કહુ છુ કે આજથી મારી પ્રજાની વહુઓ દીકરીઓ એ બધી સ્ત્રીઓ મારી બેન અને મારી દીકરી બરાબર છે મારી ભુલની માફી આપો. અમારી મહેરની દીકરી રૂપી બાઇને અમે તારા ઓરડાનું તાળું તોડી ને અમે તેડી જઇએ છીએ. અમે કહ્યુ તે ધ્યાનમાં રાખજે !

તમે જે કહ્યું તેમ હું કરીશ તમે જે કહો તો મારે કબુલ છે.

જો દરબાર તું રજપુત બચ્ચો છે બોલ્યા પછી ફરી જાયશ તો તો અમે મહેર ઈન્યાઈ છે.

બોલ્યા પછી જો ફરૂં તો તો જાણે મારા પીનામાં ફેર એમ સમજી લેવું.

ઠીક હવે દરબાર આ તરી આ પહેરેલી આંગળી કાઢી નાખ્ય ! કેમ બાઇ આંગડી શું કામ ઉતરાવો છો?!

તું આંગડી ઉતારને ? ધર કેવા સારૂ કર છે. ઠીક બાઇ અટાણે તમારો સમો છે. ઈ તો દરબાર કોકદી તમારો સમો હોય તો કોકદી અમારો સમો પણ આવે.

દરબાર દીપસીંગે આંગડી ઉતારી ઉઘાડું શરીર કયું ને દરબાર

અમારે તો તને ઠામ મારી નાંખવો હતો અને મારી નાંખવો હોય તો આટલી વાર લાગે પણ તું તારી ભુલ સુધારે છે તો જીવતો જવા દઈએ છીએ પણ તને કાયમની યાદી રહે તે માટે જરા નીશાની તો કરવીજ પડશે.

એમ કહીને તલવારની અણીથી વાંસામાં ત્રણ લીટા કર્યા વાંસાની ચામડીમાં એ તલવારની અણી બેસી જવાથી ત્રણે લીટામાંથી લોહી નીકળવાં લાગ્યાં દરબાર દીપસીંગ ગુપચુપ સહન કરી લીધું અને મનમાં વીચાર કર્યો કે અત્યારે આંહી કોઈ મારા માણસ નથી તેમ હથિયાર પણ નથી માટે ખોટી માટીઆઈ બતાવવા જઈશ તો જીવનો જાઈશ માટે આ આટલા ત્રણ લીટાથીજ પત્યું આવી રીતે એંધાણ કરીને રવાના થાય છે ત્યારે દરબાર દીપસીંગે પુછ્યું કે તમે જુવાન કોણ છો ? અને ક્યાગામના છો ? એતો કહો !

અમે ક્યા ગામના છે એ તારે જાણવું છે ? અમે ફટાણાના મહેર.

આ શબ્દ બોલાય છે ત્યાં બંદુકનો અવાજ સંભળાયો. અને મહેર જુવાનો દોડયા મનમાં થયું કે મંડલકજી કાચી બુદ્ધીનો છે અને વળી બોલ્યે આખો છે (એ પરનાય) તો રખે કોઈ હારે ધીંગાણું થયું હોય દરવાણી પોતાની ભરેલી બંદુક લઈ ઓડો બાંધી બેઠો હતો ત્યાથી મંડલકજી રૂપી તથા જુપીનો ભાઈ ચાલ્યા જતાં હતાં તેમાં ઓચીંતી મંડલકજીની છાતીમાં સનસનાટ કરતી ગોળી વાગી ઘા પુરો હતો તેથી દરવાણી સામો દોડયો, દરવાણીને માર્યો ત્યાં ઘા કરવાથી જમીન પર બેશુદ્ધ થઈને પડયો, અવાજ પરથી મહેર જુવાનો પણ ત્યાં આવી પહોંચ્યા દરવાણીને દેખી જાય છે દરવાણીના છેલ્લા શ્વાસોશ્વાસ હતા.

ઘા પુરો લાગવાથી તે જમીન પર ઢળી પડયો.

બંધા જાણુ મડવકજી પાસે ગયા પણ એ પણુ છેલ્લા શ્વાસો શ્વાસ ગણતો હતો દુહાડએ કહ્યું કે ભાઇ મરવા સારૂજ અહીં આવ્યોને ? કહ્યું કે આવ્યમાં પણ માન્યો નહી. મોત થવાનું સરજાએલ હોય અને જ્યાં શરીર પડવાનું નીર્માણ થયેલ હોય એ કોણ ફેરવી શકે ?

વીકમજી બોલ્યોઃ હવે દીલગીર થવાનો અને ધોખો કરવાનો આ સમોનથી ઈતી ભાયડાઓનાં મોત તો એમજ થાતાં આવે એનો દુઃખ કે શોક હોયજ નહી હવે જલ્દી એનાં મૃત દેહને ઠેકાણે પહોંચાડી દો. એમ કહીને સર્વે જણે મુડલકજીના શબને ઠેકાણે લાવ્યા

ગામના માણસોને ખબર પડી બધા આવ્યા બહુ કલેશ કરવા લાગ્યા. કે જુવાન જેવો જુવાન ખોયો.

વીકમજી બોલ્યા, એમાં ખેદ કરવાનો શું હોય ? કોઇ પારકું કામ કરવાં જઈએ તો સગાસંબંધીને પણ ખોઈ બેસીએ. એમ પારકા કામ કરવા ઇ કયાં સહેલા છે. એ તો મોતને આગમે એનાથી થાય.

પારકું સુધારે એવા થોડા હોય પ્રાણી

બીજાના ભલા માટે મરે એવા તો, માઈના પુત કોકજ નીકળે.

જેડે તેડે સે ન થીઓ કીમત હુંદા કમ
જો ચોરીજે ચમ તો ગણા રતન નીપજે

જેવા તેવા પેટ ભરા માણસથી બીજાના કામ કરી ભલાઇ લેવાનું બની શકતું નથી. એ તો પોતે બલીદાન આપવા તૈયાર થાય

છે. એવાજ પુરૂષો જગતમાં રત્નરૂપે બને છે.

મંડકલજીની માતાને પારાવાર દુઃખ, થયુ. માતા કલેશ કરવા લાગી ત્યારે બધા ભાઇઓએ આશ્વાસન આપ્યું કે, તારા દીકરાનું મોત તો બીજાના ભલાને માટે થયું છે. તો એને તો ધન્ય છે પણ એવા પરોપકારી પુત્રનો જન્મ તેં આપ્યો તો તુને પણ ધન્ય છે.

મહેર દાયરો સહુ સહુને ઘેરે ગયો. આજે એ વીકમસી, દુદાજી કે મડલકજી નથી પણ મહેરની બાઇઓની ઈજ્જત રાખવા ખાતર મોતની પણ પરવા કર્યા વગર મહેરની આબરૂ રાખવા માટે જેમ દરેક પ્રકારનો ભોગ આપવા તે વખતના મહેરો તૈયાર રહેતા. તે પરથી પણ આજના મહેરોને ઘણું જાણવાનુ મળે છે. અને પોતાની બહેન દીકરીઓની ઈજ્જતની રક્ષા માટે મહેર ભાઇઓએ તેના વડવાઓને પગલે ચાલી એક બીજાને સહાય કરવા તત્પર રહેવુ જોઇએ.



## મહિયારીવાળા લુણા ભગત

સૌરાષ્ટ્ર દેશ એ દાતા, શુરા, ભક્તો, અને સિંહોની ભૂમી છે. આ ભૂમીમા શ્રી નરસીંહ મહેતા, સગાળશા, જગડુશા, જલાભગત, ઈશરદાસ, શ્રી દયાનંદસરસ્વતી, વીઝાત ભગત, શ્રીરામગુરૂ, અને મહાત્મા ગાંધી જેવી મહાન વીભૂતીઓએ ધર્મ અને કર્તવ્યને પથે ચાલી જગતને ઉત્તમ બોધ આપ્યો છે.

આજે આ કથા લખવામા આવે છે તે પણ સૌરાષ્ટ્ર દેશના જુનાગઢ તાબાના ગામ મહિયારીના રહેવાશી પરમાર શાખના મહેર લુણા ભગતના નામથી ઓળખાતા હતા મહિયારી ગામમા પરમાર શાખના મહેરીની વસ્તી વધારે છે લુણા ભગતના પુત્ર મેરૂ ભગતની કથા મહેર જવામર્દ ભાગ ર જામા આપેલી છે.

દાતા શુરા કે ભક્તો બનવાનું શીક્ષણ શાળાઓમા મળતુ નથી. અને એમ શીક્ષણ આપેથી જ એવા ગુણોની પ્રાપ્તી થતી નથી. એ ગુણો તો મનુષ્યને જન્મની સાથે આવે છે. એ સંસ્કારોને વીશેષ ખીલવવાને માટે બાળકોની માતાઓનો પ્રયાસ વીશેષ લાભકારક બને છે.

મહેર જ્ઞાતિનો અત્યારે મુખ્ય ધંધો ખેતીનો જ છે. લૂણો ભગત પણ ખેતી કરી પોતાનો નીભાવ કરતા પોતાનું જીવન નીતીને પગલે ચાલી વીતાવતા. સ્વપ્નમાં પણ કોઈનું ખૂરૂં કરવાના વિચારો લુણા ભગતને કદિ આવ્યા હશે નહીં પોતે નુકશાન વેઠીને પણ કોઈનું ભલું થાય તો કરી લેવું, એ એમની દ્રઢ માન્યતા હતી.

પોતાના ખેતરોમાં કોઈની ગાયો ચરતી હોય એમ કોઇ ખબર આપે તો પણ પોતે ગાયોને હાંકવા કદિ જતા નહિ. ગાયો તરફ તેને પૂજ્ય ભાવ હતો. એ તો એમજ માનતા કે મારા ભાગ્યમાં જે કંઈ આવવાનું સરજાએલું હશે તે કયાય જવાનું નથી.

— દાણે દાણે દાણમેં લીખ લીયા ખાનેવાલેકા નામ. —

આવી એની સમજણ હતી. જીવન સંતોષી હતું સંતોષનો ગુણ એ તો ઈશ્વરની કૃપા હોય તો જ આવે આપણે જોઇએ છીએ કે લાખો રૂપીયાની મુળીવાળાઓને કરોડાધિપતી બનવાની તાલાવેલી હોય છે. કરોડો રૂપીયા કમાય ત્યારે અબજો પતી બનવાની લગની લાગે છે. એક દેશનું જેને રાજ્ય હોય તેને આખી પૃથ્વીનું રાજ્ય મેળવવાની અભીલાષા થાય છે આવી રીતે મમતાનો અંતજ નથી તેમ તેના જીવનમાં શાંતિ પણ નથી ખરી રીતે તો જેમણે સત્યને માર્ગે ચાલી પુરૂષાર્થ કરતાં જે પ્રાપ્ત થાય તેમાં સંતોષ માને મનક્ષમમાં જેને સંતોષ રૂપી ધનની પ્રાપ્તી થાય તેજ ખરો સુખી થાય છે. લૂણા ભગતનું જીવન કોઇ પણ જાતની ધમાલ વગરનું હતું ઘેર આવનારા અતિથી સાધુ સંતોનો પ્રેમ પૂર્વક સતકાર થતો કોઇ અન્નનો ભૂખ્યો એને ઘેરથી પાછો જતો નહિં જે આવે તેને કહે બાપા ઢેબરૂં ખાઈને જાજો ભગવાનના પ્રતાપે દાણો ઘણો છે. એક ઠેકાણે કહેલ છે કે.

ધર્મે કર્યે ધન નાં ઘટે મન ઘટ્યે ધન ઘટ જાય
, મન ઘટે મહિમા ઘટે ઘટત ઘટત ઘટ જાય

લૂણા ભગતનાં ખેતરમા મોલાત ઉભી હોય ત્યારે પખીડાઓ ઉડી ઉડીને આવે અને પખીડા બે ચીકરથી ડુડામાથી દાણો ચરતાં લૂણો ભગત નજરે જોતા અને હસતાં

ગમકી ચીડીયા ગમમ ખેત
ખાકે ચીડીયા ભરી ભરી પેટ

એ વચનોના ઉ ગારા સહેજે નીકળી જતા

લૂણા ભગતે પોતાને ખેતર બેસના માટે નીરણના પુગઓની ઓથ (ઝુપડી) કરેલી છે ત્યા એક ખાટના પગ બેસી માળા ફેરવી ઇશ્વરનું સ્મરણ કરતાં હતા ત્યા એક જટાધારી સધુ આવ્યા શરીરે ભસ્મ લગાવેલી છે હાથમા લોઢાનો મોટો ચીપીયો અને કમડન છે જય નર્મદા ! ભગત ! એમ બોલતા ઝુપડીમાં આવ્યા લૂણા ભગતે માળા અધુરી મુકી ઉભા થઇ ગયા આવો બાપના આવો ! આવો ! એમ કહી કહીને ખાટના પગ ગોડુ પાથરી બેસવા આગ્રહ કર્યો ભગત ? હમ તે ગ સસારીઓકી ગુદડી ઓર ખાટ પર આસન નહી કરતે હય' બસયહા જમીન આસન લગાઇગે એમ કહીને પોતાનું આસન હતુ તે પાથરી બેસ સાધુ મહારાજ શુ આજ્ઞા છે ? બચ્ચા ? રસોઇકી કુછ સગવડ કરની ચાહીએ તુમ બડા ભગત હય ! તેરા નામ સુન કર આયા હું મહારાજ હું તો બુઢો છુ તમેતો જુવાન છો છતા મને બચ્ચા કહીને કેમ બોલાવો છો ભગત સસારીઓ સબ હમેરે બચ્ચે હય ! ઉમરકા કુછ કામ નહી હય મહારાજ ! જે જ્ઞાને કરીને વૃદ્ધ છે તેજ ખરો વૃદ્ધ ગણાય

વાતચીત કરે છે ત્યા ભગતજીના દીકરા મેરૂ ભાઇ શીરામણ લઇને આવ્યા મેરૂ ? એમ તને ઘણો ખાવો પડયો સાથી ગામમા રોકાઇ ગયો બાપા મારે પણ આવવાની મરજી હતી

સાધુ મહારાજ આ રાગામણુ આવ્યા છે તો એ આપને ખપશે! નહી નહી ભગત સુદ્રકા રાધેના અનાજ હમ કમી ન ખાવે, મહારાજ અમે ક્ષત્રી છીએ સુદ્ર જાતી નથી. વો ઠીક હય મગર કુછ ફગાળ મગાવ બહુ સારૂં મહારાજ પણ આહી ગામડામાતો . ખજુર, માડની નાળીએર ગોળ એવુ મળે અન્ના થોડા ગાજ સુકાગી મગવાના માગજ તમારી રસોઇ કે ફગળ અમને ભારે ન પડે પણ આ મઝા સુકાના લફરા છ ..અમને તો કોઈ જનતનું બધારણુ જ ન મળે ભગતે મેરૂભાઇને ગામમા મોકલ્યા અને તેના સાથી મુળુ સાથે ખજુર નાળીએર ગોળ વીગેરે મોકલ્યા, ભગતજી તુમેરી રોટી આ ગઇ હય ખા લો! નારે બાપુ! તમારો ફગળ આવી જાય તમે ખાઓ પછી માગથી ખવાય.

કોમય ચિન દીનન પરદયા મન બચ કર્મ મમ ભક્તિ અમાયા
સબહી માન પ્રદ આપુ અમાની ભરત પ્રાણ સમ મમ તે પ્રાની

કેમ મુરૂ! ફરાળ લાવ્યો? હા બાપા એમ કહી ભગનજી પાસે મુકયો ભગતજીએ સાધુના પગ આગળ મુકયો કેમ મુળુ! આજે વાર લાગી! બાપા આજ નૌધણુ પટેલને ત્યા ડાયરો હતો, હુ ત્યાથી નીકળ્યો તે મને પણ ચા પીવા રોકી ગખ્યો ચા પીને મોના શેઠને ત્યાથી બીડીઓ લઈ ઝટ ભાગ્યો. મુળુ ઉધરસે રાખી રાત ખો ખો કરે છે. તો પણ બીડી વીના ન ચાલે! બાપા? તમારી વાત સાચી પણ બંધાણુ પડયા જાર નહી. મુળુ ચા ને બીડીએ તો દુનીયાનુ નખોદ કાઢયુ નાના મોટા રાય રંક ત્યાગી કે ગ્રહસ્થીને ત્યા જ્યા જોઇએ ત્યા ચા ચૌ ચા ચા દેવીના પૂજારી બન્યા ચા વીના કોઇને ચાલે જ નહિં કોણ જાણે ચાએ શુ જાદુ કર્યુ છે

શેઠ સાહુકાર કે એકાકુ માણુસ પીએ. ઇતો ઠીક પણુ આપણે ખેડુતના દીકરાને તો ચા પીવી ને ઝેર પીવુ એ બે બરાબર છે.

બેસા. લૂણા ભગતે મુળુને સાથી તરીકે રાખ્યો હતો પણ સાથી તરીકે કોઈદી મનમાં લેખ્યો ન હોતો ભગતે તો પોતાના દીકરાના તોલે રાખ્યો હતો ખાવા પીવામાં લુગડાં લત્તામાં જરા પણ ભેદભાવ નહિ કોઈ અજાણ્યો માણસ આવે અને મુળુને જુવે તો કોઈ પણ એમ ન કહી શકે કે આ ભગતજીનો સાથી હશે લુણા ભગતે તેને ઉપજમાં ભાગ કરી આપ્યો હતો લૂણો ભગત કહેતા કે સાથી મહેનત ઈ કરે અને વધારે લાભ મારે લઈ લેવો! એમાં ભગવાન રાજી નહીં એમ. સમજી મહેનતનો પુરતો બદલો આપતા.

બાપા! હવે એતરમાં દાણો પાકી ગયો છે. ક્યો ત્યારે વાઢ શરૂ કરીએ. તમારી મરજી મેરૂભાઈને પુછીને મુલીને કહી દેજો. ભગવાનનું નામ લઈ વાઢ કરો શરૂ! મુળુએ મેરૂભાઈનો મત લઈને પચીશ મુલીને બોલાવી વાઢ શરૂ કર્યો. કોઈ શૂરવીર પુરૂષ લડાઈના મેદાનમાં પોતાની તલવારથી જેમ દુસ્મનોના માથા ઉડાવતો આગળ વધે તેમ મુળુનુ દાતરડુ ચાલે ત્યારે પછી એની બરાબરીમાં કોઈ ઉભે નહિ મુલીને પડકારા કરે ઝપાટો કરજો મારા બાપા! મારો તો ચારે કસ કાઢી લીધો નકણુ ભાર કોનો છે કે ગામમા મારી બરાબર વાઢ કરવામાં હાલી શકે? મુળુએ દાણો તૈયાર કરી ખગવાડ ભેગો કર્યો ખરાવાડમા જ્યાં જોઈએ ત્યાં અનાજના ઢગલા પડ્યા છે, કેટલાક ખેડુતો ઝાડને શીરે બેસી ઢગલા સામુ જોઈ હરખાય છે અને વાતોના તડાકા મારે છે. અણધાર્યા આકાશમાં વાદળાં ઘેરાવાં લાગ્યાં ખેડુતો ને મનમાં ફીકર થવા લાગી ગામમા જે ખેડુતો હતા તે પણ ખગવાડે આવ્યા આ વાદળા જોતાં તો રખે ને સરવડુ આવે! આખા વરસની ખરા પરસેવાની મહેનત અને તૈયાર ઢગલામાં જો વરસાદનું સરવડુ જો જોરથી આવે તો દાણો કોરો ક્યાંથી રહે! ખેડુતોના જીવ અદ્ધર થઈ ગયા અને સૌની નજર આકાશ તરફ છે જોતામાં તો વાંદળાં એક રસ થઈ ગયાં અને હમણા વરસાદ ત્રાટકશે એવો દેખાવ થઈ ગયો દરેક ખેડુત કોઈ બુંગણુ કોઈ ફાળ કોઈ તરફાળ

એમ જેને જેવી સગવડ તે પ્રમાણે ખળાં ઢાંક્વાના કામમાં દોડાદોડ કરવા મંડયાં એક વૃદ્ધ ખેડુત પોતાના ખરા પાસે બેઠો છે અશક્ત છે ઉડવાની શક્તિ નથી ઢાંક્વા કંઇ સાધન નથી આકાશ સામું જોઈ રહ્યો છે ઘડીએ ઘડીએ ખરાવાડના ઝાંપા તરફ નજર કરે પણ દરેક ખેડુત તો પોત પોતાના કામમાં રોકાણા આ બુઢ્ઢાનો ઢગલો બચાવવાની કોને ફીકર હોય? પડખેનો ખરાવાળો કહે, બાપા! બેસી શું રહ્યા છો? હમણા જ મેઘો બાપો ત્રાટકશે અને આ તમારો દાણો ધુળધાણી ખનશે!, એમ વાતો કરે છે ત્યાં તો એક વીજળીનો ચમકારો થયો અને આકાશમાં મોટો કટાકો થયો વીજળી ધરતી માથે તાડીદઈ અદ્રશ્ય થવા લાગી અને મોટે પણગે વરસાદ શરૂ થયો ભાભો મુંઝાણો ઉપાય સુઝે નહી અરરે હવે શું થાય? મનમાં એમ બોલે છે ત્યાં તો ઓચીંતો કોઈએ સાદ કર્યો હોય એમ લાગ્યું કાના બાપા! ઉઠઉઠ આ બુંગણ ઝટ લઈજો ભાભાના પગમાં જોર આવ્યું દોડયો. લૂણા બાપા ક્યાં બુંગણ જો આ ઢગલા ઉપર ઢાકયું છે ઇ ઝટ લઇ લે પણ ભગત તમારો ઢગલો ઉત્રાડો રીએ ને મારે લઇ જાવું? તુ માથાકુટ કરમાં ઝટ ઉપાડ એક ફાગ હું પણ લે તો આવું છું નીરાધાર કાના બાપાનો ઢગલો લૂણા ભગતે બગાબર ઢાંક્યો વરસાદ પણ એકદમ તુટી પડયો ખેડુત સૌ સૌના ઢગલા ઢાંકીને ઝાડની ઓથે ઉભી ગયા લૂણા ભગતે કાના ભાભાનું ખળુ તો ઢાકયું પણ વિચાર આવ્યો કે પવનને લીધે ફાળ જે ઢાંક્યો તો તે જો ઉડી ગયો હશે તો બીચારાનો દાણો પલળશે એમ ધારી ફરથી એમને ઇ ખળેજ તપાસ કરી આવ્યા ખળુતો બરાબર ઢાંકેલું જ હતું પણ પોતાના પહેરેલાં કપડાં ભીજાણાં પાછા લૂણો ભગત બધા ખેડુત હતા ત્યાં આવ્યા. એક ખેડુત બોલ્યો લૂણા ભગત તમે પરોપકારતો કરવા ગીઆ પણ હવે તમારી તો આખા વરસની કમાણી પાણીમાં ગઇ તમારો દાણો મુડી જેટલો પણ આવા વરસાદમાં કોરો કયાંથી રીએ? ભાઈ જેવી માધવરાયજીની,

-એમ નક્કી સમજી લેજે. પણ આજના જુવાનીયાને ગમે તેટલું કહીએ પણ માને નહિં. ચા પીનારાના ચેરા જુવો તો સાવ પીળા પાંજરો એહુના દીકરા ચા પીતાં શીખ્યા ત્યારથી મહેનત કરવી મુકાઈ ગઈ. પંડમાંથી જોર જતું રીયું તું તારા શરીરજ જોને! તું જરાક કામ કર ત્યાં સાસ ચડે, ઈ બધા ચાના પરતાપ છે.

બાપા! ઈ તમે હાચી બાપી કરો છો. ચાના મુળીયાં તો પાતાળમા પુગ્યા છ ચા કાઢવાની મહેનત કરવી નકામી છે. દીપાંય દી ચા વધતી જાય છે. મુળુ અ જની પ્રજા સાવ માયકાંગલી બનતી જાય છે. ક્યાં આગળના જુવાનીયા ને ક્યાં આજના નીમાણા મોઢાવાળા છોકરાઓ.

મુળુ તું પહેલા કેટલા રોટલા ખાતો? બાપા! જ્યારે ચાનું ખંધારણ નોતું તયે તો છ રોટલા ખાતો અને હવે? હવે તો બાપા માંડ ત્રણ રોટલા ખવાય! બાપા! તમે અમારા લાભનું બહુ બહુ કીયો છો અમે પણ સમજીએ છ કે ચામાં ઘણુંય અવગણુ છે. તોય પણ ચા પીના તો હાલેજ નહી એનું કેમ કરવું. તમારા માનને ખાતર અમે ચા હરામ કરશું ને! તો પણ હરામ કરીને પણ પાછી પીશું. ઠીક ભાઈ તમે જાણો! અમારો તો કહેવાનો ધર્મ છે. ન માનો તો તમારા કરમના ભોગ. તુ તો પીયો પણ તારા નાના છોકરાને ચા પીવરાવી એની જીંદગી તો બગાડજે માં!

સાધુ મહારાજ ફરાળ કરી સુના હતા તે ઉઠયા. કયું ભગતજી ક્યા બાત કર રહેહો? મહારાજ અમે તો ચાની વાતો કરીએ છીએ કે ચાનું પરીનામ તો જુવો! કોક નશીબદાર એ ફંદમાંથી બચ્યું હોય તો ભલે! ભગત ચા તો હમ બી પીતે હય. મહારાજ અમને પણ એજ વીચાર થાય છે કે ત્યાગીઓના આશ્રમમા પણ ચા દેવીએ તો પોતાની સત્તા જમાવી દીધી છે. ભગત તુમેરી બાત સચ્ચી હય ચા

તેમેં શરીરકી પાયમાલી હય પણ ક્યા કરે! હમેરેસેં ભી ચાકા
શન છુટ શકતા નહી હય. અચ્છા ભગતજી? અબ હમ જાઈંગે.
કે સારૂં મહારાજ! બચ્ચા વો તુમેરી કમલ હય વો હમકું દેવગા?
ગવાન તુમેરા ભલા કરેગા, આ ધાબરો તમારે જોઈએ છ! હાં
ચ્ચા! ભગતે ધાબરો લઈ મહારાજના ચરણોમાં મુકયો. ભગતજીનો
થી મુળુ ઓલ્યો કે બાપા ધાબળો તમે આપી દીઓ છો તો પછી
મે શું ઓઢશો? બહાર જાવું હોય તયેં ગોદડું ઓઢીને થોડું જવાય છ.?
ળુ આપણો તો વળી ભગવાન જેવો ધણી છે વળી સગવડ થઈ
કેશે. રાતીઆ ગામે રામાભાઈને ખબરૂમોકલજે ને ઈ સગવડ કરી
આપશે. બાપા ઈ ધાબરો તો છ મહીને તૈયાર થઈને આવે. ભગત-
ના દીકરા મેરૂભાઇ બોલ્યા બાપા? આ ચોફળ હું ઓઢું છું ઈ
મે રાખજો. લુણાબાપા આજના કેટલાક સાધુને ભગવાન ઉપર
વિશ્વાસ જ નથી. ઈ કંઇ સાધુ કહેવાય? સાચા સાધુ સંસારીઓ પાસે
જણસ માગવા કંઈ કાલાવાલા કરે? ત્યાગે એની આગે. માગે એથી
ભાગે ઈ બરાબર કહ્યું છે. સાધુનું જીવન મમતા વગરનું થાય. અને
એક ભગવાનનો સાચો આશરો લીએ તો જે જોઈએ ઇ એના પગમાં આવી
પડે! મુળુ આપણે એક લુગડું દેવુ એમાં ઓની હારે ધડ શું
કરવી. દેવું ઈ પ્રેમથી દઇ દેવુ આપણું અને ઓનું મન કરલાય ઈ દેવામાં
પણ ધૂળ પડી જે દેવું ઇ રાજીપેથી દઇ દેવું બાપા તમારી વાત સાચી
પણ સંસાર છોડી સાધુ થાય અને મનની મમતા ન મરે તો ઈ સાધુ
પણું શોભે નહી ભક્તિનો રંગ તો બરાબર પાકો ચડવો જોઈએ.
ભરથરી રાજા બાણું લાખ માળવાનો ધણી કેવાય રાજપાટ છોડી વનમાં
હાલી નીકર્યો આઇ રંગ પાકો કેવાય કે એ ને કંઈ ગળે ન વળગ્યું.
મુળુ તું વાતુએ જબરો છે. મુળુ? ઈ મારગે ચાલવું બહૂ દોહીલું છે.
જ્ઞાન કરવી સહેલી છે. ભક્તિ ખાંડાની ધાર જેવી છે ઇ તો મારા
વ્હાલાજીની દયા હોય તો થાય. એમ કહી લુણા ભગત માળા કરવા

મરજી! બાકી તો આપણા નશીબનું હશે ઈ ક્યાંય નહિ જાય કોઈ નિરાધારને મદદ કરવા જતાં આપણું કદાચ બગડે પણ ! મે' તો ઈ ફીકર કરવી મુકી દીધી છે. મારી ફીકર છે મારા નાથને! લૂણા ભગતને કોઈ પૂર્વના પુણ્યના સંસકારને લીધે સંસારની માયામાંથી (માઇક પદાર્થોમાંથી મન તદન પાછું હઠી ગયું હતું લાભ થાય કે નુકશાન થાય એ બાબતનો હરખશોક થતોજ નહીં.

કાના ભાભાના ખેતરમાં જ્યારે બાજરો તૈયાર થયો હતો તે તે વખતે ખેડુતોએ વાઢ કરવા શરૂ કર્યાં હતા પણ કાના ડોશો બીચારો ગરીબ સ્થીતીનો નિરાધાર એની મદદમાં કોણ જાય અને વાઢ કરે!

કેટલાક ધારતા હતા કે કાના ડોશાએ વાઢ કર્યો નથી તો રખે આ વખતે તેનો બાજરો ભેરાય જાય!

આ બાબતની જ્યારે લૂણા ભગતને ખબર પડી ત્યારે તેના દીકરા ભેરૂ ભાઈને તથા સાથીને કહ્યું કે તમે જાર થોડાં મુકી રાખી કાના ડોશાનો બાજરો વઢાવી લ્યો એનું કોઇ નથી. તૈયાર થયેલો મોલ કંઇ ભેળવી દેવાશે! બીચારાના વરસ આખાનો રોટલો એમાં છે. આપણે એનું ખેતર ખેડાવ્યું વવરાવ્યું રખોલું રાખ્યું હવે તૈયાર થયેલ દાણો કંઈ જાવા દેવાશે! આવી રીતે લૂણા ભગતે કાના ડોશાનો બાજરો વઢાવીને બાજરો ખરાવાડમાં નંખાવ્યો હતો એટલે લૂણા ભગતને વધારે ફીકર થઇ કે તૈયાર થયેલો દાણો જો પલળી જાય તો કાના ડોશાને વરસ આખું પોતાનો નીભાવ કરવાનું ભારી થઈ પડશે એમ ધારીને લૂણા ભગતે પોતાના ખળાની પરવા કરી નહિ અને કાના ડોશાના બાજરાનું ખળુ ઢાંક્યું પણ ખેડુતો ને તો એમજ લાગ્યું કે આ બધી લૂણા ભગતની મુર્ખાઈજ છે. ખેડુ એ લુણા ભગતના સાથી મુળુને કહ્યું કે મુળુ! ભગતની આ બધી રીત જોતાં

તારા ભાગમાં કે મેરૂભાઈના ઘરમાં દાણો આવે ઇ :આશાય રાખવી નહિ હવે તો તમે પણ ભગતના જેમ હાથમાં માળા લઈ લ્યો ! મુળુ બોલ્યો કે હું પણ ઈજ જોઈ રહ્યો છું મને ઘણે ગમતું તો નથી પણ બાપાને કેમ કેવાય આ જોતા તો હવે અમારે પણ માળાજ ફેરવવાની રહી કારણ કે આવા સરવડાની ઝપટમાં દાણો જરાક પણ કોરો ક્યાંથી રીએ !

દુનીયાનો મોટો ભાગ અભિમાનનું પોટલું માથે ઉપાડી ને ફરે છે તે તો એમજ માને છે કે હાણ અને લાભ એ બધું અમારાજ હાથમાં છે પોતાનું ધાર્યું ભલે ક્યાંય ન થાય તો પણ હું પણું દુર થાય નહીં.

ખરી રીતે તો દરેક માણસે પ્રબળ પુરૂષાર્થ કરી લેવો જોઇએ. પુરૂષાર્થ કરવો તે દરેકના હાથમાં છે. પણ તેનું પરીણામ તેના હાથમાં નથી. કારણ પુરૂષાર્થ અને પ્રારબ્ધનો નીકટનો સંબંધ છે. એટલે માત્ર પ્રારબ્ધ પર આધાર રાખી બેસી રહે. તે પણ વ્યાજબી નથી.

નરસી મહેતાએ કહ્યું છે કે : .

હું કરૂ હું કરૂં એજ અજ્ઞાનતા
સકટ (ગાડુ) નો ભાર જેમ જેમ શ્વાન તાણે

આવી રીતે મીથ્યાઅભિમાનનો ત્યાગ કરી શુભ પુરૂષાર્થ કરે તો પરોપકારી પુરૂષને પણ અણધારી સહાય પરમાત્મા કરે છે. અને તેનાં કોઈ કાર્ય બગડતા નથી. પ્રભુના સાચા ભક્તોના કામ તો પ્રભુએ ઘણાં કર્યા છે.

. વીશ્વાસ પ્રભુમાં ધરશે. તેનાં સર્વ કાર્ય સુધરશે.
એ કોઇ કવીનું કહેવું બરાબર છે. પણ તેમ બનતની દ્રઢ શ્રદ્ધા જોઇએ.

.

સસારમાં રચી પચી રહેલા અને અન્યાયને માર્ગે પોતાનો સ્વાર્થ સાધવામાં જે કુશળ તે એ પરમાત્માના મહિમાને ક્યાથી સમજી શકે

મુળુને ફીકર થઈ કે લુણો ભગત પોતાનું એકલાનું બગાડતા હોય તો તો વાધો નહિ પણ આમા તો ભેગુ મારૂં પણ બગડે છે ઘણો વખત બેઠો રહ્યો દીમ્રાના તોને રાખ્યો. અને જે જોઇએ તે મોઢે માગ્યુ આપે એટલે આમા બોનાય પણ નહિ થોડીવારમા તો વાદળા વીખાઇ ગયા વરસાદના એક જોરદાર ઝાપટાએથી ખરા વાડમા પાણી ચાની નીમ્જ્યુ મુળુને મનમા અધીરાઈ આવી ચાનને ખળુ તો જોઈ આવુ? દોડીને ખળે ગયો જ્યા જોયુ તો જે તરફ લુણા ભગતનુ ખળુ હતું એ તરફ સરવડુ આવ્યુ જ નહિ વરસાદનું એક ટીપુ પણ લુણા ભગતના ખળામા પડ્યુ નહિ મુળુ તો જોઇને વીચારમા જ પડી ગયો. પરોપકારી પુરૂષોમા અને પરમાત્માના સાચા ભક્તોના ભગવાન કાર્ય કેવી રીતે સુધારે છે અને અનેક બાબતોમા કેવી રીતે રક્ષણ કરે છે તે બીચારા અજ્ઞાની અને સ્વાર્થી અને પામર જીવ ક્યાથી જાણી શકે

ખળાની અડખે પડખે પાણી હાલ્યા જાય પણ ખળાની અંદરની જમીન કોરી ધાકોર આ શુ કહેવાય? દાણો હાથમા લઇને જોયો તો વરસાદની છાટ પણ ઉડેલ નથી દાણાની મુઠી લઇને દોડતો દોડતો લુણા ભગત પાસે આવ્યો બાપા? બાપા! આ તો નવાઇની વાત કહેવાય આપણા ખળાનો દાણો જરા પણ પલળ્યો નથી મુળુ? બધી માધવરાયજીની મરજી આપણી એમા ચતુરાઈ કામ આવે એમ નથી ભલુ કરનારનુ ભગવાન ભલુ જ કરે પણ મુળુ ઈ વાતુ હજી તમને ન સમજાય મુળુ કોકનુ આપણે દાઝીએ તો ભગવાન આપણું દાઝે, એમ કહી માળા ફેરવવામા મનને જોડ્યુ

એ દિવસ પછી મુળુએ પુછ્યું. લૂણા બાપા હવે ખળા ઉપાડીએ! ભલે તારી મરજી મુળુ ગાડું ભરવાની તૈયારી કરવા લાગ્યો મુળુ! પહેલા કેની ગાડી ભરેછ ? બાપા! આપણા ઘર સારૂં. મુળુ ? એમ ન હોય ઉતાવળો થામાં પહેલાં ઘરે લઇ જાઈએ તો તો અંધરમ કહેવાય કાં બાપા ? આપણી મહેનત આપણો દાણો અને આપણે ઘેર લઇ ન જઇએ. ઈ કંઈ અધરમ કહેવાય ?

ભાઈ! આપણને જેણે આપ્યું છે ઇ આપવાવાળા ને પહેલા અપાય પછી આપણા ઘરનું! બાપા ? આ વરસે આપણે કોઈનું લીધું નથી, ખી ખેવડ ઇ બધું ઘરનુંજ હતું. ભાઇ! તું હજી ન સમજ ઘરને ઇ બધાં આપેલ કે ના! આપણે આવ્યા ત્યારે શું લઇને આવ્યા હતા.

ભાઇ તું આવ્યો ત્યારે શું લઈને આવ્યો હતો? બાપા વીશ માણા અનાજ તો ઈ તારા વીશ માણા અનાજ કાંઢી લે અને પછી જેણે આ બધું આપણને દીધું છે. એનો ભાગ પહેલાં કાઢો, મુળુ લૂણા ભગતનું કહેવું રહી રહીને સમજ્યો.

લૂણો ભગત બીજા ખેડુતોના જેમ સાથી પાસે આખુ વરસ કામ કરાવવું અને એની પાસેથી ખુબ લાભ લેવો અને એને બદલો થોડો આપવો એવી ઇચ્છા રાખતો નહિ. મુળુને ઉપજમાં ત્રીજો ભાગ આપતા. પણ મુળુ એવો લોભીઓ કે દાણેદાણાનો હિસાબ કરે એવો ગણત્રીબાજ હતો. મુળુ વિચાર કરવા બેઠો કે જો લૂણોબાપો ભગવાનનું કરજ ચૂકવવા જો બેઠો તો ઘરભેગો દાણો થવો મુશ્કેલ છે. લૂણા ભગતની આ રીત તેને ગમતી નહિ પણ શરમ રાખી બોલી શકતો નહિ. બાપનું કરજ સુપાત્ર દીકરો જેમ બોલાવી બોલાવીને આપે તેવી રીતે ભગત પોતે માણું લઇને દાણો ભરવા લાગ્યો.

મુળુ ! આ બે માણા ચોરે સાધુ છે એના.

આ ચાર માણા ઠાકોરજીના પૂજારીના.

આ આઠ માણા ઠાકોરજીના ધૂપ દિપના.

આ પંદર માણા કબૂતરની ચણના.

આ ત્રીશ માણા ભોલી માકા ભટ્ટની રંડવાળ દિકરી છે એના. એમ કહી માણા ભરતા હતા ત્યાં મુળુએ ભગતનો હાથ ઝાલ્યો.

લૂણા બાપા ! એ રાંડીરાંડને આપવાની શું જરૂર છે?

મુળુ ! મકો ભટ્ટ મારો પાડોશી. અત્યારે એ ભટ્ટ હૈયાત નથી. અને એની દિકરી બિચારી દુ:ખી. માગી પાડોશમાં રહીને મુશ્કેલીમાં દિવસો કાઢે. એના ઘરમાં એક પલી, દાણો ન હોય, અને હું મારા ઘરનાં કોઠલાં ભરૂં ઇ કંઇ પાડોશી ધરમ કહેવાય !

અને આ પચાસ માણા, બાપા ! ઇ પચાસ માણા કેનાં ?

મુળુ ! પચાસ નહિ પણ પાંસઠ.

ઓલ્યો બિચારો નરસી આખું વરસ અવેડો ભરે. મુગા પશુ અને પખીને પાણી પાય તો એને પણ આપવું તો જોઇએને ? એને ખેડુતનીજ ઓથ છે ને ? બીજી આવક એને થોડી છે !

આ બધું જોઇ મુળુ તો વિચારમા પડી ગયો કયાંય પણ આ પ્રમાણે ધર્માદો કાઢતાં જોએલ નહી તેથી જોઈને જીવ કાચઅી મારી ગયો ખળામાં દાણાનો ઢગલો ઓછો થતો જાય એ એનાથી કેમ સહન થાય, બાપા હજુ તો આપતાં કોણ જાણે કયારે બંધ થશે. આતો કહેવાય પણ નહિ અને સહેવાય પણ નહિ. કારણ કે લૂણો બાપો

આપવા બેસે એટલે એને ભાન રહેતુ નથી કે પોતાના ઘર જોગું અનાજ રહે છે કે નહિ? મુળુ બોલ્યો? બાપા? હવે માણા ભરવાં બંધ કરો તો સારૂં! મુળુ આ માણા ભરવા આ બંધ કર્યા હવે ગાડી ભરો! એક ગાડી રૂવાપગના ભગતને ત્યા મોકલવાની છે ત્યા બોચાગ આંધળા, લુલા, લગડા અને અપગને મોઢે જાશે ભગત પણ સુપાત્ર છે મુળુથી આ બધુ આપવાનુ સહન થયુ નહિ અને ક્રોધ ચડયો બાપા! જેટલુ લુટાવુ હોય તેટલુ તમે તમારે લુંટાવી દીએો અને થોડુક જે વધે તો એમા મેલો લાલનાઇ આજથી તમારે ત્યા સાથી રહેવા જે આવુ તો તમારાજ પેટનો! આવી રીતે જે તમે ધર્માદામા દેવા મડો તો પછી મારા ભાગમા શુ રીએ એમ બોલી ગુસ્સામા મુળુ ચાલતો થયો લુણો ભગત આડો ફર્યો મુળ બાપ! પાછો વળ તું બ્યાધી કરમા તારૂ ઓછુ નહી થાય ભાઇ ભગવાન ઉપર ભરોસો રાખ્ય. કોઇ ગરીબને મદદ કરવામા આપણું અનાજ ખુટી જાય? ગાલાવેલો "શુ થા છ! મુળુએ તો કઇ ધ્યાનમા લીધુ નહીને ચાલતોજ થયો.

લુણા ભગતને મનમા બહું દુ ખ લાગ્યુ દીરાના તોલે રાખ્યો છતા પણ ચાલ્યો ગીએો ઠીક ઇશ્વિરેચ્છા મુળુ છે ક્રોધીલોને ડખીલો એ પેટનો બાળનારો ગામ બાળશે ભગતને બીક હતી અને થયુ પણ એવુજ મુળુ ક્રોધમાને ક્રોધમા લુણા ભગતના અને બીજા ખેડુતોના કડબના ઓધા ખરાવાડમા હતા તેમા મુળુએ દીવાસળી મુકી અને ત્યાથી ચાલતો થયો થોડીવારમા તો અગ્નીએ ખરાવાડને ફરતો ફ્રજો લઇ લીધો સર્વ ખેડુત માલ મોતાત પડતા મુકી પોતપોતાનો જાન બચાવી ખરાવાડ બહાર નીકળી ગયા પણ લુણો ભગત તો માણા ભરતા હતા ત્યા જ પ્રભુના નામની માળા ફેરવવા મડી ગયા.

હોળી પ્રગટી હોય એમ ચારે બાજુ ખરાવાડને ફરતી અગ્ની ભડ ભડ બળે છે ચારે કોર જાણે દાવાનળ લાગ્યો! હજાર જીભે આગ આકાશને આંબવા જતી હોય એમ ઉચે ઉચે ફેલાવા લાગી

ગુન્હો હશે, તેનું ફળ મને આપ્યું છે. હું કંઇ વાંકમાં આવ્યો તો તો મારેજ દંડ ભોગવવો જોઇએને ? ભગતજીને પણ મુળુ ઉપર ક્રોધ ન ચડયો. પણ શાંતિથી મુળુને કહેવા મ્યા. પણ મુળુને ભગતને એ શાન્તિ ભરેલી વાત પણ સાંભળવી સ્તી નહોતી. મનમાં એમ તો થતું હતું કે હજુ ભગતના ઘરનું અન્ન રા દાંતમાં છે. એના આપેલા કપડાં મારા શરીર ઉપર પહેરેલાં છે. ટલે બોડાપણુ તો આવે એટલે ત્યાં ઉભુ રહેવાય કેમ ?

મુળુ માબાપ વગરનો જુવાન છોકરો નિરાધાર હાલતમાં ગામને દર છાણુ ભેગુ કરી છાણુના ટોપલા સારતો અને માંડ માંડ અન્ન જો થતો. લૂણા ભગતે એની ગરિબાઈ અને દુઃખી હાલત જોઈ દયમાં દયા આવી. ભગત પોતાને ઘેર લાવ્યા. અને પ્રેમથી પોતાને રે રાખ્યો, પાળ્યો, પોષ્યો એજ મુળુએ આજે ભગત ઉપર ઘા કર્યો. ગુણ ઉપર અવગુણ કરનારા મુળુ જેવા આ જગતમાં, આ જમાનામાં ણા નીકળી આવે. મહાન પુરૂષે કહેલું છે કે : "ક્ષમા એ વીર રૂષોનું ભૂષણ છે." સાચા સંતોનું હૃદય તો સાગર સમાન હોય છે. દુર્જનોના નાલાયકી ભરેલા કામથી કે દુર્જનોના કઠોર વચનો સાંભળવાથી પ્રભુના સાચા ભક્તો પોતાની સજ્જનતા છોડતા નથી.

મહાત્મા તુલસીદાસજીએ સજ્જન અને દુર્જન માટે કહેલ છે કે.—

ઉપજહિં એક સગ જલમાહિં, જોક જિમિ ગુન બિલિગાંહી.
સુધા સુરા સમ સાધૂ અસાધૂ, જનક એક જગજલધિ અગાધૂ.

અર્થ :— કમળ અને જળો પાણીમાં સાથેજ ઉત્પન્ન થાય છે, પણ ગુણ બન્નેના જુદા જુદા છે, કમળ ફૂલને જોઈ આનંદ થાય છે.

જ્યારે જળો છે તે બીજાઓનુ લોહી પીએ છે એમ સજ્જન

બહારથી ધુમાળાના ગોટામાં દેખાતું નથી કે ભગતનું શું થયું સહુએ એમ ધારી લીધું કે ભગતનું શરીર આજ બળી ખાખ થઈ જવાનું છે અરે ! ભગવાન આ આગ કોઇને મુકે?

ભગતને બચાવવા કોઈની હીંમત હાલતી નથી. સર્વ સુન સુન ઉભા જોઇ રહ્યા છે.

બળતી આગની વચ્ચે ભગત તો પ્રભુ ભજનમાં લીન બન્યા છે. એના દિલમાં મરણની બીક નહોતી. દીલમાં જરા ઉચાટ નહોતો. નહોતો દીલમાં જરા ભય કે નહોતો કોઈ ઉપર રોષ એનું રૂંવાડું પણ ફરકતું નહોતું. પ્રભુ ભક્તિના પ્રતાપે એમની આખમાં એવી અમી હતી કે દુનિયાના દાવાનળને પણ ઠારી દીએ.

એમની પાસે આગ આવતી અટકી ગઇ જેમણે પ્રભુનું સાચું શરણુ લીધું છે. જેનું જીવન પરોપકાર અર્થે છે. પોતાનું અહિત કરીને પણ બીજાનું સુધારવું છે, એવા પરદુઃખભંજન પ્રભુના પ્યારા ભક્તને પરમાત્મા સહાય કરે એમાં નવાઇ જેવું શું છે? લુણા ભગતના દીકરા મેરૂભાઇ તે તેમના સાસરાને ત્યાં ગયેલ. લુણા ભગત એકલા ઘરની ડેલીમાં બેઠા બેઠા માળા ફેરવે છે. ત્યાં ઓચિંતો કોઇએ આવી વાંસામાં લાકડીના ઘા પાડયા. ફડાફડ ત્રણ ઘા પડયા. ત્રીજે ઘાએ તો લુણા ભગત બેઠા બેઠા માળા કરતા તે લાકડીઓના ઘાથી જમીન પર ઢળી પડયા. પણ તુરત પાછા ઉભા થયા મુળુ તો ઘા કરીને ભાગ્યો. લુણા ભગતે કહ્યું, અરે બાપ મુળુ ! તને આ શું સુઝયું ? મેં તને દીકરાને તોલે રાખ્યો. અને તું ઘા કર ?

હા. હું હું. મુળુ ! તને જો એમ લાગ્યું હોય કે હું તારો દુશ્મન છું, મેં તારૂં કંઇ અહિત કર્યું છે, એવું તને લાગ્યું હોય તો હજી બીજો ઘા કરી લે. ભાગે છે શું કામ ? મને તો મારા પ્રભુએ મારો

કરામત એનીજ હતી. અહાહા ? બહારનો દેખાવ જુદોને અંદરની છળકપટની રમત રમતો હોય ઇ આપણને શું ખબર પડે હું તો ભગતને સાવ પ્રભુનો સાચો ભગત લેખતો હતો.

અરે ભાઇ! એનો ઘા તો તારી ઉપર અને તારી ઘોડી ઉપર હતો પણ તું નશીબદાર તે બચી ગયો હું તો કહું છું કે હજુ પણ ચેતતો રહેજે ભગતના કામા આખું ગામ જાણે છ ને તું સાવ અજાણ્યો ? મુળુને ભગત ઉપર વધારે ક્રોધ ચડયો.

શ્રી રામાયણમાં દુર્જનના સ્વભાવ બતાવેલ છે.

ભલા ભલાઈ હિ પૈલહઇ લહઈ નિચાઈહિ નીચૂ
સુધા સરાહિય અમરતા ગરલ સરાહિય મીચૂ

મતલબમાં ભલો ભલાઇ છોડતો નથી બુરો બુરાઈ છોડતો નથી આ કહેનાર ખેડુતનું ભગતે કંઇજ બગાડ્યું નહોતું. છતાં પણ હમેશાં દુર્જનનો સ્વભાવ છે બીજાનું અહીત કરવામાંજ પોતે આનંદ માને છે દુર્જન પુરૂષો અકારણ શત્રુ બને છે.

મુળુને ઘોડી ઉપર પારાવાર પ્રેમ અને એ ઘોડીના મરણથી મનમાં દુઃખ બહુ થયું વળી આ ખેડુતે બળતામાં ઘી હોમ્યું એટલે મુળુને થયું કે ભગતના જો આ કામ હોય તો તો ઇ ભગતડાને મારે ટુંકોજ કરી નાંખવો જોઇએ એમ વીચાર કરી ત્યાંથી ચાલ્યો, મુળુ ચાલ્યો ગયો ખેડુત મનમાં હસ્યો. અને બોલ્યો આજ ભગતડાના શુ હાલ થાય છ ઇ હવે જોઈએ દીવાસળી તો બગબરની મુકી છે.

આ ખેડુત તે ખેતીના ધંધાની સાથે ગામની પરેલાઇ પણ કરતો હતો એક વખત એને ક્યાંય બહારગામ જવાનું હશે તેથી મુળુ ભગતને કહ્યું કે તમારી ઘોડી આપો ભગતે કહ્યું કે બીજું જે જોઇએ તે લઇ જવું પણ ઘોડી માંગવી નહી.

પુરૂષ અમૃત સમાન છે અને દુર્જન પુરૂષ સુરા (દારૂ) સમાન છે. અમૃત અને સુરાનો ભીનાતો એક સમુદ્રજ છે જ્યાં ગુણ જુદા છે.

પ્રસંગ એવો બન્યો કે મુળુ લૂણા ભગતને ત્યાંથી ચાલ્યો ગયો ત્યાર બાદ એક વખત પોતાની ઘોડી બાદર નદીને કાંઠે ચરવા મુકી આવેલ ઘોડી છુટી ચરતી હતી તે જોઈ હજુ જરાક આગળ ચાલ્યો ત્યાં ઘોડી નદીને કાંઠે ચરતી ચરતી ગઇ અને ભેખડ ઉપર ઉભી હતી તે ભેખડ તુટવાથી ઘોડી દડતી દડતી નદીમાં પડી પડવાની સાથે જ તેના પ્રાણ ઉડી ગયાં મુળુએ ઘોડી પડવાનો અવાજ સાંભળ્યો દોડીને તરત આવ્યો મુળુએ જોયું કે ઘોડી વાર પહેલાં જે ઘોડી થનગન થનગન નાચતું કુદતી હતી તે તો કાયમને માટે લાંબી થઈ ચેતન વગરની સુતી છે મુળુને પોતાના પ્રાણ જેવી ઘોડી વહાલી પોતાની પડેડી ઘોડીને માથે હાંકી. કાયમ પોતાની સાથે રહેનારી ઘોડી તેનો સંગાથ તુટી જવાથી મુળુના હૃદયને દુઃખ થયું ઘોડી જતાં મુળુની આંખમાં આંસુ આવ્યા મુળુ ઘોડી પાસે બેઠો હતો ઘોડી ઉપરની મમતાને લીધે અફસોસ કરતો હતો. ત્યાં એક ખેડુત ત્યાંથી નીકળ્યો તેમણે આ બધો દેખાવ જોઇને કહ્યું, કાં મુળુ ? જોયુંનાં ! જોઇના કરામત ! મુળુ બોલ્યો કરામત ! કેની કરામત ! અરે ભાઈ ! એ તો જાણનારા જાણે પડકા જેવી ઘોડી ઘડીકમાં ફાટી પડી તોય હજી સમજતો નથી. શું ઇ કાળા કામનો કરનારો ભગતડો ! તયેં બીજો કોણ હોય ઇ ભગતજ ?

ભાઇ લૂણો ભગત એવું કામ કરે ઇ મારૂં મન હા પાડતું નથી હું તો ભગતનું દલ પારખુંછું એ તો મહા દયાનો દરીઓ છે એનાથી આવા કામ થાયજ નહી અરે ભાઇ ! આજ કાલના ભગતડા જોયા. મનના મેલા ને બહારથી ઉજળા બગલા ભગતના જેવો ડોળ રાખી દુનીયાને ભરમાવે હજી તને એની મેલી વીદ્યાની કયાં ખબર છે આતુંફેરે ખરાવાડમાં ખળાં હતાં તયેં ઇ ખેલ ન જોયો ઇ પણ

ભગતે મેલી વીદ્યા વાપરી હશે.

પટેલને ખોટું બોલવામાં શું લાભ? એમ મનમાં થયું મુળુ! જો મારી વાત સાંભળ. તારાથી જાણે બીજું કંઇ બનશે નહી પણ, માલને સાટે માલ લેવાય કે નહી? જીવને સાટે જીવ ન લેવાય તો કંઇ નહી, કારણ કે વેરનો બદલો બરાબર લેવો ઈ તારા જેવા નમાલાનું કામ નથી. પણ ભગતની ઘોડી તો લઇ આવ્ય? મુળુએ નક્કી કર્યું કે ભગત જો એની ઘોડી ન આપે તો કાં ભગત નહી ને કાં હું નહી, હવે ક્યારે રાત પડે અને જાઉં.

બરાબર મધરાત થવા આવી છે. નદિના અને તળાવના જળ શાંત છે. ક્યારેક ક્યારેક શીયાળનો અવાજ આવેછે. ક્યારેક ક્યારેક ખડખડાટથી કુતરાનો ભસવાનો અવાજ આવે છે. આ વખતે લુણાભગત પોતાના મકાનની ઓસરીમાં બેઠા બેઠા માળા કરે છે. ડેલીમાં ઘોડી બાંધી બાંધી છે. ભગતને અને ઘોડીને જાણે જનમો જનમની પ્રીત હોય એવી ભગતની એના ઉપરની લાગણીથી જણાઈ આવતું-ઘોડી તોફાન કરે કે માફ્રલીયાં મારે, ત્યારે ભગત પ્રેમથી બોલે બાપા રૂપેણુ? એટલું કહે એટલે તો સાસરે જઈ આવેલ દીકરી મા પાસે ડાહી થઇને ઉભી રહે તેમ ભગત પાસે તોફાન કર્યા વગર ઉભી રહેતી ઘોડી ઉપર ભગતનો પ્રેમથી હાથ ફરે ત્યાં ઘોડીને શેર લોહી ચડે. મનુષ્ય પણ રૂદયના પ્રેમને ઓળખી શકતાં નથી. પણ પશુ ઓળખી લીએ છે. ભગત પોતાની રૂપાં નામની ઘોડીને ફક્ત માધવરાયજીનું ફુલેકું નીકળે ત્યારે રથમાં જોડતા પોતે કોઇ દિવસ તેના પર પલાણ માંડ્યું નહોતું.

ભગત માળા ફેરવે છે. અને પરમાત્મા સાથે એકલા એકલા વાતો કરે છે પ્રભુ! મારા નાથ! તારૂં નામ લઉં છું. એ પણ જગતને ગમતું નથી, અહાહા, અજ્ઞાનીઓની અજ્ઞાનતા તો જુવો! ભક્તિને

બીજી વખત ગામમા લગ્ન પ્રસગ એટલે વરરાજાના ફુલેકા માટે ચાદીને ભગત પાસે ઘોડી માગવા ગયો ભગતે કહ્યુ હતું કે પટેલ મે તમને એક વાર પણ કહ્યુ હતું કે ઘોડીની માગણી કરશો નહી બીજુ જે જોઇએ તે લઈ જાવ પટેલ કહે મારે ઘોડીનું કામ નથી આ તો વરરાજા માટે જોતી હતી પટેલ ઇ વાત સાચી પણ એ ઘોડી તો શ્રી માધવરાયજીના ફુલેકા વખતે એના રથમાં જ જોડાય છે એટલે એ ઘોડી ઉપર હું પોતે પણ બેસતો નથી

પટેલ કહે વરરાજા માટે પણ તમારી ઘોડી કામમા ન આવે એમ ? ઠીક ત્યારે જોઇ લઇશ ?

પટેલને મુજીની ઘોડી મરી ગઈ એ બાનું મળ્યુ અને મુજીને ઉશ્કેરીને મોકલ્યો ભગતને ઠાર મારી નાખવાનું નક્કી કરીને મુજી આવેલ પણ ત્રણ ઘા કર્યા તો પણ જ્યારે ભગતની શાન્તિ એવી ને એવી જોઈ ત્યારે એટલે ત્યાથી ભાગ્યો

કા મુજી ? મમ પુરૂ કરી આવ્યો ?

મુજી બોલ્યો નહી ઇ તો હું જાણતો હતો કે એની પાસે નજરબંધી છે ભલા ભલા પણ એની પાસે પાણી ભરે એની નજર કોઇ ઉપર પડી એટલે કોઇની તાકાદ નથી કે એની સામુ કોઇ ઉચુ માથુ કરી સકે ! મને તારી ખબર હતી કે તુ ભગતને હુકો કરવા જાઇ ભલે પણ તાગથી ઈ મમ થીશે નહી. અરે ભલા માણસ તને તારી હજાર રૂપીયાની ઘોડીનું પણ કઇ દાઝતું નથી ફટ છે મુડા ? તારી જગ્યાએ હું હોય અને મારા જાતવરના એવા કોઇ ભુડે હાલે મોત કરે તો એને ક્યારનોય સ્વધામ પહોચાડી દીધો હોય.

મુજીને વળી પાછી ઘોડીની યાદી આવી અને મનમા થયુ કે એ ઘડીકમા મારી દેખતા ઘોડીના પ્રાણ ગયા એમા જરૂર કઇક

મી ઝેર ચૂસવા લાગ્યા. લોહી કંઈક ગળામાં ઉતરતું હતું. અને
ાી સાથે ઝેર પણ ભગતના પેટમાં જતું હતું, પણ બીજાને ખાતર
ો ફીટવા તૈયાર હોય. એની રક્ષા કરવાવાળો તો ત્રીલોકનો નાથ
ાર જ ઉભો હોય છે ને! ભક્તનો અને ભક્તાના પ્રભુનો મહિમા.
સારના પામર મનુષ્ય શું જાણી શકે. શરીરમાંથી ઝેર ચૂસાઇ ગયું
ારે મુળુને કંઈક શાન્તિ મળી. થોડીવારે બોલ્યો, બાપુ, મારા ગુન્હા
ાફ કરો. તમે તો મને જીવતદાન દીધું.

ભગતે વધારે બોલવા ન દીધો અને આકાશ તરફ આંગળી કરી
ાગતે કહ્યું, મુળુ! બચાવવાવાળો તો ત્રીલોકનો નાથ છે.

મારા નાથની કૃપાથી મને આ સંસારની અસારતા સમજાણી
ે. આ સંસારના સગા સંબંધીઓનો મોહ તજી, હવે પ્રભુને શરણે
જાઉં છું.

ભગતના પેટમાં ઝેર ગયું તેની અસર થવા લાગી. ભગતે જાણી
લીધુ કે, હવે થોડી વારમાં દેહનું ભાન ભુલાશે, એમ ધારી પ્રભુમાં
મનને જોડ્યું. હે નોધારાના આધાર! તારે શરણેછું. પામર પ્રાણીઓના
પાપની તુ માફી આપજે. ભગતે મોત માગી લીધું હતું. અપકાર
કરનાર પર પણ ઉપકાર કરનારા અને બીજાના ભલા માટે મરી
ફીટનારા પ્રભુના પ્યારા ભક્તોનો યશ ફેલાય તે ખાતર લૂણા ભગતના
આત્માને દેહથી જુદો કરી સ્વર્ગ લોકમાં મોકલ્યો.

મહાત્મા તુલસીદાસજી શ્રી રામાયણમાં સંતના અને દૂર્જન
પુરૂષોના લક્ષણ બતાવે છે:

જ્ઞાન માન જહં એકો નાંહિ
દેખત બ્રહ્મ સમાન સબ માંહિ
કહીએ તાસોં પરમ વિરાગી
તૃણ સમ સિદ્ધિ તીની ગુણ ત્યાગી

પછી ચાલતાં પણ મને હામણામારો બેસી પીવાવાળો જગત જુવે છે, મારા પ્રભુ! તારી ભક્તિ કરતાં તારા પવિત્ર નામને પણ બદનામ કરે એ હવે મારાથી સહેવાતું નથી. હવે પ્રભુ હું મારું મૃત્યુ માગી લઉં. પણ જો કે એવા અજ્ઞાનીઓનો મને કોઈ ધોખો પણ નથી. તેમ દુઃખ પણ નથી. તેમ હવે મને જીવવાનો મોહ પણ નથી. ઘણું જીવ્યો ઘણું જોયું, ઘણું જાણ્યું. સંસારની કોઈ વસ્તુમાં મને હવે મમતા નથી. હવે તો તારા તેડાની જ વાટ જોઉં છું પ્રભુ? તારા ભગતની અપકીરતી થશે તો તું રુડો લાગીશ? માટે ઝટ તારા ચરણોમા રાખી લે. ભગતના માળાના પારા ફરતા જાય છે. ત્યાં ફરીયામાં અવાજ આવ્યો, ભગતે જોયું તો ઘોડી થનથનાટ કરે છે. અને ખીલાને ફરતી આંટા મારે છે. ભગત બોલ્યા બાપ રૂપેણ! હજી તો અરધી રાત છે. અંધારીયામાં જરા શાંન્ત થા. એમ કહી માળા ફરવા લાગ્યા. થોડી વારમાં તો ઘોડીએ હણહણાટી કરી. ભગત સમજ્યા, મનમાં થયું કે આજે રૂપાં ને શાંન્તિ કેમ નથી. ત્યાં તો ઓયમા! ભગત દોડો દોડો અને સરપ કરડયો. ભગત દોડીને ગયા અરે! કોણ મુળુ! બાપ અટાણે અરધી રાતે?

બાપા! તમારી ઘોડી છોડવા આવ્યો. ઘોડી છોડતો હતો, ત્યા નાગે ડંસ દીધો. હાથની આંગળીએ લોહીના ટસીયા આવી રહ્યા હતા.

ભગતે જાણ્યું કે આમાં વિચાર કરી વખત કાઢવાનો નથી. વાર લાગશે તો મુળુનું મોત છે. મુળુનો શ્વાસ ઉંડો ઉતરતો જતો હતો. શરીરનું ભાન ભુલાતું જતું હતું. વાચા તૂટી ગઇ, છેલ્લા શબ્દો બોલાણા.

ભ...ગ...ત......મ...ને......મ...ચા...વો......

બાળક જેમ માતાને ધાવે તેમ ભગતે મુળુની આંગળી મોંઢમાં

ાંખી ઝેર ચૂસવા લાગ્યા. લોહી કંઈક ગળામાં ઉતરતું હતું. અને લોહી સાથે ઝેર પણ ભગતના પેટમાં જતું હતું, પણ બીજાને ખાતર મરી ફીટવા તૈયાર હોય. એની રક્ષા કરવાવાળો તો ત્રીલોકનો નાથ તૈયાર જ ઉભો હોય છે ને ! ભક્તનો અને ભક્તના પ્રભુનો મહિમા. સંસારના પામર મનુષ્ય શું જાણી શકે. શરીરમાંથી ઝેર ચૂસાઇ ગયું ત્યારે મુળુને કંઈક શાન્તિ મળી. થોડીવારે બોલ્યો, બાપુ, મારા ગુન્હા માફ કરો. તમે તો મને જીવતદાન દીધું.

ભગતે વધારે બોલવા ન દીધો અને આકાશ તરફ આંગળી કરી ભગતે કહ્યું, મુળુ ! બચાવવાવાળો તો ત્રીલોકનો નાથ છે.

મારા નાથની કૃપાથી મને આ સંસારની અસારતા સમજાણી છે. આ સંસારના સગા સંબંધીઓનો મોહ તજી, હવે પ્રભુને શરણે જાઉં છું.

ભગતના પેટમાં ઝેર ગયું તેની અસર થવા લાગી. ભગતે જાણી લીધું કે, હવે થોડી વારમાં દેહનું ભાન ભુલાશે, એમ ધારી પ્રભુમાં મનને જોડ્યું. હે નોધારાના આધાર ! તારે શરણે છું. પામર પ્રાણીઓના પાપની તુ માફી આપજે. ભગતે મોત માગી લીધું હતું. અપકાર કરનાર પર પણ ઉપકાર કરનારા અને બીજાના ભલા માટે મરી ફીટનારા પ્રભુના પ્યારા ભક્તોનો યશ ફેલાય તે ખાતર લુણા ભગતના આત્માને દેહથી જુદો કરી સ્વર્ગ લોકમાં મોકલ્યો.

**મહાત્મા તુલસીદાસજી શ્રી રામાયણમાં સંતના અને દુર્જન પુરૂષોના લક્ષણ બતાવે છે :**

જ્ઞાન માન જહં એકૌ નાંહિ
દેખત બ્રહ્મ સમાન સબ માંહિ
કહીએ તાસૌં પરમ વિરાગી
તૃણ સમ સિદ્ધિ તીની ગુણ ત્યાગી

અર્થ—પોતાની વિદ્વત્તાનું કે જ્ઞાનનું જેને અભિમાન નથી, જેને માન અને મોટાઇ મેળવવાની જરા પણ અભિલાષા નથી અને સર્વ જીવને પરમાત્માનું જ સ્વરૂપ છે. એવી ભાવનાથી પ્રેમભરેલી નજરથી જુવે છે, એવાં પુરૂષોજ ખરા વૈરાગી છે, માત્ર બહારનો વેશ ધારણ કરવાથી વૈરાગી થવાતું નથી.

સંસારના વૈભવો અને રીદ્ધિસિદ્ધિ જેને તૃણ્ એટલે તણખલા સમાન છે, મનવચમાં જેને સંસારના વિષયોમાં મમતા નથી અને જે સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણથી પાર પહોંચ્યા છે, તે જ ખરેખરા ત્યાગી છે, યોગી છે, જ્ઞાની છે.

## દુર્જન પુરૂષનું લક્ષણ

પર અકાજુ લગિ તનુ પરિ હરહિં
જિમિ હિમ ઉપલ કૃષી દલી ગરહિં
બંદઉં ખલ જસ શેષ સરોષા
સહસ બદન બરનઇ પર દોષા.

અર્થ—જેમ હીમ ખેતરના વાવેતર ઉપર પડી વાવેતરને બાળી નાખીને પોતે પણ નાશને પામે છે, તેમ દુર્જન દુષ્ટ પુરૂષો પોતાના દેહનો નાશ કરીને પણ પારકાના કામ બગાડવામાં તત્પર રહે છે, રોષે ભરાએલ શેશનાગના જેવા દુર્જન પુરૂષોને તો હું ફરી ફરી પ્રણામ કરૂં છું.



# કેશવારા બુડા આતા

કેશવાગ મહેર એ મહેરોની શાખોમાં મુખ્ય શાખાના મહેરો ગણાય છે જ્ઞાતિના રીતરીવાજ જ્ઞાતિ સુધારણા વીગેરે એવા જ્ઞાતિના કામમાં જ્યારે બીજી શાખના મહેરો ભેગા થયા હોય ત્યા કેશવારા મહેરોની હાજરીતો જોઇએ જ એટલે મહેર ભાઈઓએ કેશવાગ મહેરોને આગેવાન માન્યા છે.

## આપ્ય મહેર કેશવાગ જેની સુરજપુરે શાખ

એ કહેવત હજુ પણ પ્રચલીત છે સમયને અનુસરીને કેશવાગ મહેરની એ (મહત્તા) મરતબો લગભગ ૫૦ વરસથી મહેર જ્ઞાતિમાં ઓછી થઈ ગયો જોવામા આવે છે.

મહેર (મીહીર અથવા મૈત્રકો) જ્યારે ગુજરાતમાથી કાઠિયાવાડમા આવ્યા અને વલ્લભીપુર શહેરમા ઈ સ. ૫૦૦ની આસપાસમાં વસવાટ કર્યો તે વખતે મહેરો બળવાન રાજા તરીકે ગણાવા લાગ્યા જ્યારે મહેરોના હાથમાં રાજ્ય સત્તા હતી ત્યારે ૭૦ ગામો ધર્માદામાં આપ્યા એમ તામ્રપત્ર ઉપરથી સાબીત થાય છે મહેર સરદારો એ બાહુબળથી જુદા જુદા સ્થાનો વસાવી રાજ્ય કરવા લાગ્યા આ

સમયે બળીયાના બે ભાગ હતા જે સરદાર પાસે વધારે લશ્કર હોય તે બળ જબરીથી જેટલી ભૂમિનો કબજો લેતા ત્યાં પોતાની સત્તા જમાવતા આવી રીતે મહેરના બળવાન સરદારોએ જુદા જુદા સંસ્થાનો સ્થાપ્યા અને કોઇ કોઇ સરદારો થોડા થોડા ગામના ધણી પણ બન્યા હતા એ પ્રમાણે કેશવારા મહેર ભુટા આતા પાસે ૨૪ ગામ હતાં તે એક લેખ પરથી વાંચનારા ભાઇઓના ખ્યાલમાં આવશે.

દેશ બરડો ગઢ ધુમલી કેશવારો મહેર ભુટો આતો તેના વંશના ચોવીસ પાદર. ૧ કેશવ, ૨ વીસાવાડું ૩ મોઢવાડું, ૪ સખપર, ૫ આંબારામુ, ૬ ખાંડાગઢ, ૭ બેરાળી, ૮ સુરીસાવદર, ૯ બગવદર, ૧૦ ટુકડું, ૧૧ રાતડી, ૧૨ બરડીયું, ૧૩ સીસલી, ૧૪ વીંઝાતીયું, ૧૫ મોખાણું, ૧૬ ડવર, ૧૭ બેલું, ૧૮ અણીયારી, ૧૯ કમડકો વિગેરે ૨૪ ગામો આવી રીતે ભુટા આતાને ૨૪ ગામ હતાં સંવત ૧૭૨૧ના લેખમાં પણ મહેરોમાં ગામની વહેંચણી થઇ તેની નોંધ બનાવેલી છે તે ઉપરથી પણ જણાઇ આવશે કે મહેરો કેટલી ધરતીના ધણી હતા.

### કેશવારો ભુટાઆતો

એક ઠેકાણે કહ્યું છે કેઃ—

— જે નર રૂપે આગળા તે નર નુગણા નવ હોય —

એ પ્રમાણે મનુષ્યની આકૃતિ ઉપરથી પણ તેમાં રહેલા ગુણો જણાઇ આવે ભુટા કેશવારાની મુખાકૃતી પરથીજ જણાઇ આવે કે તે ખરેખર વીર અને દાની હશે ભુટા કેશવારાનું રહેવાનું સ્થાન વીસાવાડું હતું. વીસાવાડાએ યાત્રાનુ ધામ છે તેને મુળ દ્વારકા પણ કહે છે. શ્રી દ્વારકાનાથજીની યાત્રાએ જનારા યાત્રાળુઓ આંહી વીસાવાડા થઇ પછીજ દ્વારકાં જાય છે.

આજે જન્માષ્ટમિનો મંગળ દીવસ છે વીસાવાડા ગામે જન્માષ્ટમીના ઉત્સવ પ્રસગે દુર દુરથી ઘણા ગામના મહેર બાઇઓ તથા ભાઈઓ હજારોની સંખ્યામાં આવે છે અને આ મહાન ઉત્સવ ઉજવી આનંદ માણુતા ચાલ્યા જાય છે હૈયે હૈયું દળાય એવી માનવ મેદની જામતી. આ પ્રસગે મહેરના જુવાનો કોઇ ડાંડીયા રાસ રમવામાં કોઇ દુહાની રમઝટ જમાવવામાં તો કોઈ ઠાકોરજીનાં દર્શન કરવામાં તો કોઇ બહારથી આવેલા મહેમાનોની આગના સ્વાગતા કરવામાં રોકાયા હતા. મહેર જુવાનોની ડાંડીયા રાસ જોવા માટેજ ઘણા ખરા દુર દુરથી આવતા મહેરની ડાંડીયારાસ એટલે વીર પુરૂષોની વીરતા ભરેલી રમત જ્યારે ત્રાંબાળુ ઢોલ પર જોસથી ડાંડી પડવા લાગે અને સરણાયીમાં સીંધુડા રાગ ગવાય ત્યારે તો કાયર ને પણ શૂરાતન પ્રગટે એ વખતે રમનારા જુવાનોની ઉગ્ર મુખા કૃતિ એમના શરીરનો મરોડ એમની છલાંગો વીરતા ભરેલા પડકારા એ બધું જોનારાનાં રોમાંચ ખડાં કરે તેવુ હોય છે.

કોઈ પણ શુરવીર પુરૂષ લડાઇના મેદાનમાં મરણીયો બની જ્યારે દુશ્મન પર તુટી પડે અને શત્રુના મસ્તક શમશેરથી પહેલેજ ઘાએ જુદુ કરવા માટે જોશથી તલવારનો ઘા કરે એવી રીતે ડાંડીયારાસ રમનારા મહેરોના હાથથી પડતા ડાંડીયા અને ડાંડીયાઓની એક બીજાની અથડામણીથી થતા અવાજોએ બધુ દ્રશ્ય જોવા જેવું હોય છે.

કેશવારો ગુડો આતો બપોરે આરામ કરી ઉઠયો. પોતાની બેઠકમાં ગાદી પર આવી તકીયાનો ઓધાર લઈ બેઠેલ છે. બાજુમાં સોનાની ગંઠણુ (ગુંથણી)નો હોકો પડયો છે. કયારેક કયારેક હોકાની ફુંક લીએ છે. બાજુમાં તેમના કામદાર નોકરો તથા બહારગામથી આવેલા મહેમાનો બેઠા છે. એક બાજુ ખરલમાં અફીણ ઘુંટી કસુંબો

તૈયાર કરી ગયા કે બહારથી આવેના મારોટ કેશવારા ભુડાના વડવ-ઓની કીર્તીના કાવ્યદ્વારા વખાણ કરી ગયા છે ત્યા તો એક ૨૬ પુરૂષ આવી બોલ્યો ભુડા આતા રામરામ છે

રામરામ ભાઈ રામરામ કેમ નેભાજી ?

ડાડીયારાસ રમવાની શરૂઆત કરીએ કે કઈ વાર છે ? નેભાજી બેસો તો ખરા કસુબો તો પીયો ! પછી વાતુ કરીએ કેમ મનજી કસુબાની સુ વાર છે

તૈયાર છે બાપુ ! એમ કહી કસુબો ભરેલ ચાદીનો વાટકો તથા નાની વાટકીઓ લઇ નરસી ભુડા આતા પાસે આવ્યો અને વાટકીમાં કસુબો ભરી ભુડા આતા આગળ ધર્યો

નરસી ! પહેલા મહેમાનોને આપવો જોઇએ તમે ભુડા આતા અમારા વડીલ છો, પહેલા તમે લીઓ પછી અમારાથી લેવાય. મહેમાનોમાથી એક લાખણસી નામના મહેર બોલ્યા.

અરે એમ હોય ! આજ તો તમે અમારા મહેમાન છો, એમ કહી સાથળ ઉપર તરવાર પડી હતી તે ગાદી પર મુકી ઉભા રવા વિચાર કરે છે અને કહે છે કે આજે તો સર્વ મહેમાનોને મારે હાથે જ કસુમો પાવો જોઇએ. ભુડા આતા ? ઉભા તો તમને સમ છે એમ કહી લીલાજીએ નરસી વાણંદના હાથમાથી કસુમાની વાટકી લઇ લીધી અને ભુડા આતાને અગ્રહ કરવા લાગ્યો આતા ! પહેલા તમે ન પીઓ તો તમને મારા સમ છે

લીલાજી આ તો ભારે અજુગતું થાય છ મહેમાનોની પહેલાં મારે પી લેવો ? ઠીક લ્યો તયે તમારો હાથ પાછો નથી ઠેલતો

અમલ તું ઉદમાદીયા સેણાં હન્દા સેણુ
થાં બીન ઘડી ન આવડે ફીકાં લાગે તેણુ

એમ કહી કસુંબો પોતે પીધો બાદ બુડા આતાએ કુસુંબાની વાટકી ભરી ભરી પોતાના બારોટને તથા પોતાની આજુબાજુ બેઠેલા મહેમાનોને કુસંબો પાયો. ત્યારબાદ દાયરામાં સર્વ મહેમાનોને તથા ગામના આગેવાનોને સર્વને કુસુંબો આપ્યો.

બધા દાયરામાં કસુંબો ફેરવ્યો. કોઈએ ઝાઝો, કોઇએ થોડો, એમ સહુ દાયરાએ કસુંબો લીધો. ત્યારબાદ સાકર નાંખેલ દુધની ત્રાંમડીઓ આવી. સહુને વાટકા ભરી ભરી દુધ આપ્યું. દાયરો દુધ પીએ છે ત્યાં એક આધેડ ઉમરના ચારણ આવ્યા. દાયરાને રામરામ છે. દાયરો સૌ એકી અવાજે રામરામ એમ બોલ્યા આવો ! આવો ! આવો ! બુડો આતો બોલ્યાઃ

સર સર હંસ ન હોય બાજ ગજ રાજ ન દર દર
તર તર સુફલ ન હોય નાર પતિવ્રતા ન ઘર ઘર
ફન ફન મણી ન હોય મોતી જલ બુંદ ન ધન ધન
રન રન શૂર ન હોય સબ જન હોય ન એક સર

બુડો આતો આવનારા મહેમાનની સમુ જોઈ રહ્યા. એના દેખાવ ઉપરથી અને પોષાક ઉપરથી ચારણ અથવા બારોટ જ હશે એમ ધારી રામરામી કરવા ઉભા થયા. રામરામી કરી બાજુમાં ગાદી પર બેસાડયા, નરસી વાણંદ તુરત કસુંબો લાવ્યો. વાટકી ભરી જે બુડા આતાના હાથમાં આપી. બુડા આતાએ મહેમાનને આગ્રહ કર્યો.

બાપા ! કસુંબો તો હમણાં જ લીધો છે.

લીધો તો હશે પણ દાયરાની હારે લીધા વિનો હાલે ! તમારા દેખાવ પરથી તમે ચારણ હોય એમ લાગો છો.

હા. બાપા ! હું તો ચારણ.

ઠીક ઠીક. લ્યો, આ કસુંબો પી લીએ, પછી વાતુ કરશું.

બાપુ ! પહેલાં આપ લીએ. પછી હું પણ લઈસ.

ચારણદેવ ! અમે તો હમણાં જ પીધો. અમે પી લીધો, ત્યાં તમે આવ્યા માટે તાણાતાણ ન હોય, આટલો પીધે છૂટકો છે.

ઠીક, બાપા ! તમારો હાથ કંઇ દેવાય ?

કસુંબો પીધા બાદ દુધ આવ્યું તે પીધું.

નેભાજી ? ડાંડીયારાસ હવે શરૂ કરાવો, ત્યાં અમે આવીએ છીએ.

બુડો આતો બોલ્યા.

દેવ આપનું નામ ?

બાપુ, મારૂ નામ હરસુર ચારણ

ક્યાંના રહેવાશી ?

હમણાં તો હું માણેકવાડા રહું છુ.

શ્રી દ્વારકાનાથજીનાં દર્શન કરવાની ઇચ્છા થતાં આ તરફ આવ્યો છું. વળી તમારી નામના સાંભળી એટલે મન ખેંચાણું.

ભલે ભલે, બહુ સારૂ થયું. આજ તો આપણા ઠાકોરજીનો જન્મ દિવસ છે, એટલે દર્શન કરીએ. અને આજનો ઉત્સવ આનંદથી ઉજવીએ.



યુવાનીના પુરજોશમા વીર હરભમ (રતડીયો) કેશવારો
જેમણે દશ વરસ બહારવટુ કર્યું હતું

બે ચાર દહાડા આંહી રહો પછી ખુશીથી જાજો.

વાહ રે! બુડા આતા, વાહ! જેવી નામના સાંભળી હતી, વા જ ગુણ આજે નજરે જોઉં છું.

એક કવિએ કહ્યું છે કે :

> કાં તો આતમ જ્ઞાન હો કાં તો પર ઉપકાર
> એ બે ગુણુ પણુ જો ન મળ્યા તો જીવનનો શું સાર.

બુડા આતા! તમારી વાણી ઉપરથી જણાઈ આવે છે કે, તમે રઉપકારી પુરૂષ છો, તમારી કીર્તિ સાંભળી આ તરફ આવવા મન લચાયું. હું ચારણ છું પણ કોઇ પ્રકારની આશાએ આંહી આવ્યો થી. ગુણવાન પુરૂષોને મળવામાં પણુ આનંદ આવે.

મહાત્મા તુલસીદાસજી કહે છે કે :

> બીનુ સતસંગ વિવેક ન હોઇ રામકૃપા બિનુ સુલભ ન સોઇ
> સત સંગતિ મુદ મંગલ મૂલા સોઇ ફલ સિધિ સમસાધન ફૂલા.

સતસંગ વિના જ્ઞાન ઉત્પન્ન થતું નથી અને રામકૃપા વિના સતસંગ સુલભ નથી.

સતસંગ એ આનંદ મંગલ રૂપી વૃક્ષનું મૂળ છે, દાનયજ્ઞ તપ આદિ તેના ફૂલ છે, અને સિદ્ધિ એ તેનું ફળ છે.

આ જમાનામાં ચારણો અને બ્રાહ્મણો વિગેરેનાં માન મરતબો ઘટયાં છે એ તરફનો પૂજ્યભાવ દીપાંદીદી ઓછો થતો જાય છે. જો કે એમાં અમારો પણુ થોડો દોષ હશે, અમે અમારા ધર્મ અને કર્તવ્યથી જેટલા પાછા હઠીએ, એટલે અંશે તમે પણુ તમારો ધર્મ ચુકતા



કેશવાળા મહેર શ્રી વીંઝાત ભગતનાં મંદીરોમાં જન્માષ્ટમીના ઉત્સવ પ્રસંગે મહેરો દાંડીયા રાસ રમે છે ( ગામ વીસાવાડા )

બે ચાર દહાડા આહી રહો પછી ખુશીથી જાજો.

વાહ રે! બુડા આતા, વાહ! જેવી નામના સાભળી હતી, તેવા જ ગુણ આજે નજરે જોઉ છુ

એક કવિએ કહ્યું છે કે

મ તો આતમ જ્ઞાન હો કા તો પર ઉપકાર
એ બે ગુણ પણ જો ન મળ્યા તો જીવનનો શુ સાર.

બુડા આતા! તમારી વાણી ઉપરથી જણાઈ આવે છે કે, તમે પરોપકારી પુરુષ છો, તમારી કીર્તિ સાભળી આ તરફ આવવા મન લલચાયુ હું ચારણ છુ પણ કોઇ પ્રકારની આશાએ આહી આવ્યો નથી ગુણવાન પુરુષોને મળવામા પણ આનદ આવે

મહાત્મા તુલસીદાસજી કહે છે કે

બીનુ સતસગ વિવેક ન હોઇ રામકૃપા બિનુ સુલભ ન સોઇ
સત સગતિ મુદ મગલ મૂલા સોઇ ફલ સિધિ સબસાધન ફૂલા.

સતસગ વિના જ્ઞાન ઉત્પન્ન થતુ નથી અને રામકૃપા વિના સતસગ સુલભ નથી

સતસગ એ આનંદ મગલ રૂપી વૃક્ષનું મૂળ છે, દાનયજ્ઞ તપ આદિ તેના ફૂલ છે, અને સિદ્ધિ એ તેનું ફળ છે

આ જમાનામા ચારણો અને બ્રાહ્મણો વિગેરેનાં માન મરતબો ઘટયા છે એ તરફનો પૂજ્યભાવ દીપાઈઠી ઓછો થતો જાય છે જો કે એમા અમારો પણ થોડો દોષ હશે અમે અમારા ધર્મ અને કર્તવ્યથી જેટલા પાછા હઠીએ, એટલે અશે તમે પણ તમારો ધર્મ ચુકતા

જાઓ, અને તમારી ભાવનામાં પણ ફેર પડતો જાય. છતાં પણ આ કળીયુગમાં હજુ પણ પવિત્ર બ્રાહ્મણો અને ચારણો હશે, તેની રીતે તમારા જેવા પણ ગાયો બ્રાહ્મણો અને ચારણો તરફ પૂજ્ય ભાવ રાખનાર જોવામાં આવે છે, એ જાણીને આનંદ થાય છે.

અમારામાં જ્યારે નિસ્પ્રહતાનો ગુણ હતો, ત્યારે અમારા ચારણોમાં વગર માગ્યે જે વસ્તુ જોઇએ તે આવતી અને ધનના પણ ઢગલા થતા. પણ અમે જ્યારથી તૃષ્ણારૂપી સરિતાના પ્રવાહમાં તણાવા લાગ્યા અને અમારાં દિલ જેમ જેમ રોકડાં બનતાં ગયાં તેમ તેમ લક્ષ્મીદેવી અમારાથી રિસાણાં. અને તેની સાથે અમારી મહત્તા પણ ઘટી. આ રીતે દરેક આશ્રમવાસી પોત પોતાના ધર્મ ભુલ્યા અને પોત પોતાનું કર્તવ્ય પણ ભુલ્યા.

ચારણદેવ! આપે સાચી વાત કહી દીધી, પણ એ વાત તો હવે જવા દીઓ.

તમે અમારા પુજનીક છો એ કંઇ થોડા મટી જવાના છે. ખરી વાત તો એ છે કે, કોઇ પણ માણસ પોતાનો ગૃહસ્થાશ્રમનો ધર્મ પાળે, એટલે કે, અતિથિ સત્કાર, દાન, પુણ્ય, પરઉપકાર, પ્રાણી માત્ર પર પ્રેમ રાખવો એ બધું સદ વર્તન પોતાના ભલા માટે જ કરે છે. કોઇના પર ઉપકાર કરતો નથી. પણ પોતાના જ હિત માટે કરે છે. મનુષ્ય અવતાર મળ્યો અને એટલું પણ ન બને તો પછી લાભ શું મેળવ્યો ?

દરેક માણસે પોત પોતાની ફરજ પ્રાપ્ત થાય તે બજાવી લેવાની છે.

ભુવા આતા! દાયરો પાદરે તમારી વાટ જુવે છે ડાંડીયા રાસ શરૂ કરી છે એક જુવાને આવી કહ્યું ચાલો ભાઇઓ ચાલો એમ

ફરી ભુડોઆતો ઉઠયો ડાયરો પણ તયાર થઇ ગયો

ભુડોઆતો હાથમા હોકો લઇ આગળ આવ્યા આલ્યા મનજી! જી બાપા! ઠાકોરજીને ધરવાનો થાળ લઇ લેજે આતા? હેવજ થાળ લઇને સાથે આવેછ કામદાર? મહુર ગામથી આવેના મહેમાનોની વાળુ કરવાની અને સુવાબેસવાની સગવડ બરાબર થઇ ગઇ છે ને! જીહા! બરાબર બંદોબસ્ત થઈ ગયો છે કામદાર બોલ્યા.

ભુડોઆતો ઠાકોરજીના દર્શન કરવા મંદિરમા ગયા અને ભગવાનને વંદન કર્યા અને થાળ ધર્યો પૂજારીને એક રેશમી મુગટો આપ્યો

ભુડાઆતા! ઠાકોરજીને તમારા કહેવા મુજબ જે વાઘા તૈયાર કરાવેલા હતા તેજ વાઘા આજે ધરાવેલા છે પુજારી બોલ્યા

પુજારીજી! ઠાકોરજીનું છે ને ઠાકોરજીને ધરાવીએછ આમાં આપણું છે શું? અજ્ઞાન પણે ઘરાર ઘણી પટુ કરીએ તો આપણી મુરખાઇજ ગણાયને! ત્રીલોકનો નાથ આખા જગતને પાળે છે પોષે છે આપણે એ ઈશ્વરને શુ આપી શકીએ? પ્રભુ તો અંતરયામી છે એટલે આપણો ભાવ જુવે છે ભગવાનના દર્શન કરી ભુડોઆતો ડાંડીયા રાસ રમતી હતી ત્યા ગયા ભુડાઆતા માટે ઢોલીયા ઢાળી માથે ગાદના પાથરી રાખ્યા હતા ત્યા ભુડોઆતો તથા મહુરથી આવેલા મહેમાનો બેઠા ભુડાઆતાને જોઈ ડાંડીયા રાસ રમનારા જુવાનોના પગમા જોર આવ્યુ ઢોલ પર જેમ દાંડી જોરથી પડવા લાગી તેમ તેમ મહુર જુવાનો ઉછળવા લાગ્યા ભુડાઆતાએ પડકારો કર્યો શાબાશ મારા મહેર જુવાનો શાબાશ!

મહેર જુવાનોએ ડાંડીયા રાસ રમતામા ચાબખી લેવી શરૂ કરી (ચાબખી એટલે સામસામી જોડીને ત્રણ ચાર ફુટ ઉંચે કૂદીને જુદા

જુગ અગના મરોડ સાથે ઠેક મારી બેસવુ અને ઉઠવુ તે) ચાલખીની રમત જોઈ હજુર ચારણુ બહુ ખુશી થયા.

જુડાઆતા! આવી રીતે ડ ડીયા ગસ રમત તો મે આહી જ જોઇ ઢોલીયા ઉપરથી હજુરણ ચારણુ ઉભા થઈ ગયા અને બોલ્યા કે વાહ! જુવાનો વાહ!

ચારણુ દેવના પડગથી મહેરામા નમણુ જોર આવ્યુ ઢોલ ઉપર ડાંડી જોરથી પડવા લાગી રમત બગમગ જામી કોઈના હાથમા ઢાલ કોઈના હાથમા તલવાર તો કોઇના હાથમા હોકો હતા તે એક બીજા સાથે અથડાવા લાગ્યા ડાડીવાની અથડામણીમા કોઇના હોકા ઉપરથી ચલમ ઉડી પડી તો કોઇ જુવાનની પાઘડી પડી ગઈ ઉઘાડે માથે રમનારાના માથાના ઓડીયાના વાળ પવનથી ઉડવા લાગ્યા મોઢેથી ને શરીરેથી પરસેવાના રેલા ચાલી નીકળ્યા કોઈ વીર પુરૂષ કેશરીયાં કરી લડાઈના મેદાનમા મરણને આગામી ઝપના અને ચારે બાજુ દુશ્મન પર તલવાર વીંઝતો હોય એવો દેખાવ હતો બહુ રમત જામી મહેમાનોના મુખમાથી તો શાબાશ! શાબાશ! એના પડકારા થાય છે જુડો આતો બોલ્યા કે જુવાનો હવે બસ કરો બસ કરો રમત પુરી થઈ જુડાઆતા! ડાડીયા ગસની રમતતો ખરેખર મદાનગીની રમત છે છે તેમા વળી તમારા મહેર જુવાનો પછી બાકી શુ રહે જુડાઆતા! મહેર જુવાનો જેવા દેખાવડા અને મજબુત બાધાના બીજા જુવાનો મારા જોવામા આવ્યા નથી ડાડીયા ગસની રમત પુરી થયા બાદ તલવારની પટા બાજી રમનારા જુવાનોની જોડી એક પછી એક જુડાઆતા પાસે આવવા લાગી પટા બાજીની રમતમા વીસાવાડા ફટાણા મોઢવાડા તથા બખરલાના જુવાનો પટાબાજીની રમત બહુ સારી રમ્યા એના દાવપેચનું કામ શરીર ચપળતાની ચાલાકી શરીરની અને અઓની સ્ફુર્તી જોઈ મહેમાનો ખુશી ખુશી થઇ ગયા

જેટલા જુવાનો પટાબાજીની રમતમાં ઉતર્યા હતા. તેને દરેકને સોનાનો વેઢ ભેટ આપ્યો. અને બોલ્યા કે, દરેક જુવાનોએ આ પટાબાજીના દાવ શીખી લેવા જોઇએ. અહીં આવેલા દરેક મહેર ભાઇઓ નીશાનબાજી અને પટાબાજીથી અજાણ નજ ન રહે. એમ હું ખાસ ભલામણ કરૂં છું. એમ કહીને ઘેરે જવા માટે ઉભા થયા. ઠાકોરજીના મંદિરના ચોકમાં બાઇઓ રાસ રમતી હતી. તેઓને કહેવરાવ્યું કે દરેક બહેનો સૌ સૌને સ્થાને જાઓ, હવે વખત થઈ ગયો છે.

સહુ દાયરો ગામમાં આવ્યો. વીસાવાડાના મહેર ભાઇઓને ત્યાં મહેમાનોની ભીડ છે. જેને ઘેરે મહેમાન થોડાં હતાં. તેનું મન દુભાતું હતું. ઓસરીમાં ફળીયામાં જ્યાં જોઈએ ત્યાં મહેમાનો માટે ખાટલા અને તે ઉપર ગાદલાં પાથરી દીધાં છે. ઘરધણી મહેમાનોની ખાતર બરદાસ કરવામાં આનંદ માની રહ્યા છે. અને એ હૃદયનો આનંદ મુખારવીંદ ઉપર તરવરી રહ્યો હતો.

જેના મળવામાં મીઠપ નહી ઈ પ્રાણ શું પાથરે

જે માણસનું મોઢું મહેમાનોને દેખી કસાણું (ઝાંખું) પડી જાય. ઇ મહેમાનો તરફ લાગણી શું બતાવી શકે. પણ આહી તો મહેમાનો દેખી ઘરધણીનાં હૈયાં હરખાતા હતાં.

આવી રીતે ભુડા આતાને ત્યાં મહેમાનોની સંખ્યા વધારે હોય એમાં તો કઈ નવાઇ નહી સહુ મહેમાનોની હારે બેસી ભુડા આતાએ વાળુ કર્યા, વાળુ કર્યા બાદ મહેરના બારોટોએ જમ્યા પછી એમના રીવાજ પ્રમાણે જેનું અન્ન ખાધું તેને આશીશ વચન કહેવા જોઇએ. અથવા એમના યશ ગાવા જોઇએ. એટલે એક બારોટે દુહો લલકાર્યો.

ભુડા બેઠા જાણુ ધીંગા ધ્વજ બાંધી ધરા
વીદુને વીસોતર તણો તાપ ન લાગ્યો જરા

અર્થ—હે ભુડા આતા ! વીસોતરા જેવા ભયંકર દુકાળમાં જે માણસ તારી છાયામાં આવીને રહ્યો. તેને જરા પણ આંચ આવી નહીં મતલબમાં તેને દુકાળની જરા પણ મુશકેલી નડી નહીં. આ કામ તો તેં એવું કર્યું કે તારી કીર્તિની ધ્વજા ધરા ઉપર (પૃથ્વી ઉપર) ફરકતી રહી.

ચારણ દેવ હરસુર - ભાઈથી પણ બોલાઈ ગયુ કે, વાહરે ભુડા આતા વાહ. તને ધન્ય છે! તારી જનેતાને ધન્ય છે ! મહેમાનો સાથે વાતો કરી આનંદ લીધા બાદ સૌ સુતા.

પ્રભાતે મહેર બારોટો વહેલા ઉઠ્યા, અને બીછાનામાં બેઠા બેઠા પ્રભાતી લલકારી.

પ્રાતઃકાળે દીન ઉગ્યા પહેલાં જો જીભથી મુખ રામ કહે
પ્રેમ ધરી શ્રીરામ કહે તો પાપ બીચારૂં કેમ રહે
મેરૂથી પણ મોટાં પાતક શ્રીરામચંદ્ર પ્રભુ દુર કરે
કોટી યજ્ઞ ફળ ઉદય થાયે તાપ પાપ સઘળું માંદી હરે
કેશરી ગાજે જેમ મૃગલાં નાસે રવી ઉગે ને તીમીર હરે
મધ્યમ ગંદુ જળ ગંગામાં વહેતાં ગંગા સરીખુ થઈને રહે
અજા મેલ અપરાધી પાપી નારાયણના નામે તરે
શ્રીરામ કૃષ્ણનું નામ જપ્યેથી લખચોરાશી ફેરા ટળે
રામ નામનો મહિમા મોટો શીવ અનહદ ધ્યાન ધરે
એવું નરસૈંયો ભક્તિના ભાવે પ્રેમ ધરી પ્રભુ નામ વદે

બારોટ પ્રભાતી ગાઈ રહ્યા. મહેમાનોમાંથી અવાજ આવ્યો.

પ્રભાતી તો સારી હોય જને ! ભગવાનના પ્યારા ભક્ત નરસી મહેતાની વાણી એમા પછી પુછવુ જ શુ ? ભક્તિના રંગથી જેનું હૃદય રંગાઇ ગયુ છે જગતની ખટપટ છોડી જેણે ભગવાનનુ સાચું શરણ લીધુ છે. એની વાણી સાભળવાથી સાભળનારનુ પણ જરૂર કલ્યાણ થાય.

રામાયણમા પણ લખ્યુ છે

સાધુ ચરિત શુભ સરિસ કપસૂ નિરસ વિશદ ગુણમય ફલજાસૂ
રામ ભક્તિ જહા સુરસરિધારા સરસઇ બ્રહ્મ વિચાર પ્રચારા

સત પુરુષના ચરિત્ર સુદર કપાસના જેવા હોય છે તેના ફળમા જો કે રસ નથી તો પણ તે ઘણું ઉજ્જ્વળ તથા ગુણમય હોય છે કપાસ પોતે દુ ખ સહન કરે છે અને પારકા છીદ્ર ઢાકે છે તેથીજ તે યશને પાત્ર બને છે

ભુડાઆતા ? આપ પણ સંત પુરૂષ જેવાજ છો આપને મોઢે આપના ગુણની પ્રશસા કરવી તે ઠીક ન કહેવાય પણ સત્યવાતતો કરવી પડે

ભુડા આતા ! હવે હું રજા લઇશ હરસુર ચા ણુ બોલ્યા ચારણુ દેવ શુ ઉતાવળ છે બે ચાર દીવસ રહો રોકાઓતો અમને બહુ આનદ થશે.

આતા ! આનદ તો બહુ લીધો અને દીધો બસ છે હવે આજતો જાવુ છે મન ઢાકા પહોચ્યુ છે અને ધ્યાન ઠાકોરજીમા લાગ્યુ છે

બહુ સારૂ તમારૂં દીન ઉઠ્યુ છે વળી ભગવાનના ચરણોમાં પહોચવા ઉતાવળ થાય છે તો હું પણ નહી રોકુ દેવજી ! કામદાર ને

ખોલાવ? બહુ સારૂં બાપા ! કામદારે આવી રામરામ કર્યા કામદાર! એક સારી ઘોડી 'હરસુરભાઈને માટે તૈયાર કરી જલદી લઇ આવો તંગ પેગડાં બરાબર તપાસીને લાવજો.

બાપા ઘોડીનું શું કામ છે! હવે ક્યાં છેટું છે. અરે! તમે અમારા મેમાન આહીંથી તમે હાલીને જાઓ ઇ કેમ બને ?. ચારણ દેવ! લીઓ આ હાથ ખરચી એમ કહી દ્વારકાંથી માણેક વાડા સુધી પહોંચવાનો ખર્ચ આપ્યો ભુડા આતા રામ રામ છે! રામ રામ ! પાછા વળતા પધારજો વળી બારોબર ચાલ્યા ન જાઓ નહિ. આ ઘોડી મૂકવાને તો આવવુ જ પડશેને !

અરે ઇ વત હોય ! દેવ ને ધરાવેલી વસ્તુના હવે ધણી થવાય. એ તો આપી ઇ આપી દીધાં દાન પાછાં ન લેવાય. ભુડા આતા ! આનો ભારે કરી બાપ ! તું આવો દીનાવર છે એવી પ્રખ્યાતી તો સાંભળી હતી, ધન્ય છે તારી માતાને. લીઓ રામ રામ. અનજળ હશે તો વળતાં આવીશ પછી તો જેવી માતાજીની મરજી બસ હવે પાછા મરડો પગ ઉઘાડ છે. બારોટે કહ્યું.

ભુડો કેરવારો આવીને પોતાની ડેલીએ બેઠો, રાત્રીના સર્વ મહેમાનોની સાથે બેસી વાળુ કર્યા બાદ ડેલીએ સહુ દાયરો બેઠો ભુડા આતો પણ પોતાની ગાદીએ આવ્યા દેવજી! જી બાપુ! આપણા દાયરામાં ભજન બોલવા વાળા મહેર ભાઈઓ ઘણા હશે. દાયરામાંથી અવાજ આવ્યો ભુડા આતા ભજન તો બોલવા વાળા ઘણા છે.

તયે જમાવો એ ઘડી ભજનનો આનંદ પણ લઈએ.

બાપા ! એક ભજન કરો તો હું પણ સંભળાવું.

ગોવીંદ બારોટ બોલ્યા !

બારોટ બોલો બોલો એમાં પુછવાનું શું હોય ગોવીંદ બારોટે ભજન બોલવું શરૂ કર્યું.

પ્રભુ રસ પ્રેમીજન પી શકે મુરખજન કદિ ન સમજી શકે
ખર શું ખાઇ જાણે ખીરને એનું મલકે ઉકરડે મન
કાગ મોતીને શું કરે મોતી તો ભરખે એ હંસ......પ્રભુ

પાનના બીડા શા પાડાને પાડો શોધે રે પરાળ
અંધાને નકામી આરસી સમજે શાણા સુજાણ
બહેરા સાથે બહુ બોલવું કદિ ન ઉઘડે કાન
મુરખનરને ઉપદેશ દીએ પણ કદિ ન આવે શાન
ભમરે કીંગાને ભોળવી બધો દેખાડયો બાગ
એણે જોયાં ન ફુલડાં વાડીના એણે ભાળ્યો વીષ્ટાનો ભાગ
અજના ભોજન શા ઉંટને ઉંટ રીઝે ઝાંખરા જોઇ
ઈતડી વળગે ઉર વીષે પય છોડી પીએ છે લોહી
સ્વાન ન સમજે સંપમાં દેનાં અગણીત ઉપદેશ
નજરે નાતીલા નીહાળે ત્યારે દીલમાં દાખવે દ્વેષ
પુરાતનમાં પાવીઓ એનો મળે ન એકે ઇલાજ
કાળી કામળ ને કર્મ કાળાં જેને દાગ ન લાગે રૂશીરાજ

વાહરે બારોટ વાહ. ભજનનો ભાવ બહુ સારો છે. મહેરભાઈઓ ! બારોટ ભજન બોલ્યા એમાંથી આપણે પણ ઘણું સમજવાનું છે હો ? જ્યાં સુધી આપણે ભજન ગાયાં કરીએ કે સવાર સુધી સાંભળ્યાં કરીએ પણ એમાંથી કંઈ જ્ઞાન ન લઈએ તો ભજન બોલ્યે કે સાંભળે કલ્યાણ થાય એમ નથી પણ એ પ્રમાણે વરતીએ તોજ લાભ થાય મહેરભાઇઓ ! લીઓ તબુરો મંજીરા ને બરાબર જમાવો મહેર ભાઈઓમાંથી માલદેવ ભગતે તંબુરો હાથમાં લીધો અને ચાર પાંચ જણે મંજીરાં લીધાં.



હામો બોલ્યો દીકરા પબારા! તૈયાર થઈજા! એમ કહીને એવો તો જોરથી બરછીનો ઘા કર્યો કે એકજ ઘાએ પબડો જમીન ઉપર પડયો અને રબારીઓ ભાગ્યા.



ધર્મપ્રેમી કેશવારા મહેર બુઢા આતા પોતાની
વાડીએ બેઠા છે અને કુદરતનું સૌંદર્ય જોઈ રહ્યા છે

ભાઇઓ એવું મનમાં કદિ પણ લાવશો નહિ. જેના ધન્યભાગ્ય હોય તેને ત્યાં મહેમાન આવે વળી જ્ઞાતિ ભાઇ ક્યાંથી ? ભાઈઓ ! તમારી કંઇ સગવડ ન સચવાણી હોય તો માફ કરજો.

ખુડા આતા ! આનાથી બીજી શું સગવડ હોય ? છોકરાંઓ ઉપર માબાપનો પ્રેમ હોય, એવો પ્રેમ અમારા પર રાખ્યો છે આ પ્રેમને લાગણી ઈ તો કોઇ દી ભુલાયું નહી.

લીઓ આતા રામરામ. રામરામ

મૌ મહેમાનો સૌ સૌને રસ્તે પડે છે

ખુડા કેશવાઆને કેટલા પુત્રો હતા. તે બરાબર જાણવા મળ્યુ નથી. પણ દીકરો હતો અને એક દીકરી હતી. જેનું નામ બાસુરબાઇ હતુ. પેતાને એકજ પુત્રી એટલે દીકરાને તોલે રાખી હતી. અને બહુ લાડકોડથી ઉછેરી હતી.

બાસુરબાઈ જ્યારે ઉંમર લાયક થઈ. ત્યારે તેમનુ સગપણ કર્યું. અને વીવાહ માટે પણ શુભ મુરત જોવરાવ્યુ. અને મહા માસમા વીવાહ કરવા નક્કી કર્યું. અને પોતાના ચોવીસ ગામડામા ખબર મોકલાવ્યા કે કોઈ પણ ગરીબ મહેર ભાઈની કે કોઇ બ્રાહ્મણની કન્યાનુ કન્યાદાન આપવાનુ હોય તેમણે મહા માસથી ફાગણ સુદ ૧૧ સુધીમા વીસાવાડા ગામે આવવુ અને કન્યાદાનનો સર્વ ખર્ચ ખુડો આતો આપશે. વીવાહ પ્રસંગે તમામ મહેર બોમને આમંત્રણ આપવાને સાંઢીયા સ્વારો ... કોતરી લઈ રવાના થય

વીસાવાડા ગામથી ઉત્તર બાજુ હીંગરવા નામની ધાર છે. તે ધારથી વીસાવાડા સુધીની સમચોરસ જમીન ઉતારામા સાફ કરાવી. ત્યા હજારો માણસોને સુવા બેસવાનીજમવાની વીગેરે સગવડ થાય તેવી વ્યવસ્થા કરી.

ગામડામાંથી કેટલાક મહેરો બુડા આતા પાસે આવ્યા તેમણે કહ્યું કે બુડા આતા કન્યાના લગ્નનો ખર્ચ આપી કન્યાદાન આપવા માટે તમે ઉદાર દીલ બતાવ્યું એ માટે અમે ભલાઇ માનીએ છીએ પણ અમારી માગણી એવી છે કે અમારો વહેવાર સાંકડો છે સ્થીતી ગરીબ કે ખરી પણ જો અમને અમારી દીકરીઓના લગ્નના ખર્ચ માટે વહેવાર રૂપીઆ ધીરો તો મોટો ઉપકાર બાળકોની કન્યાઓના કન્યાદાનનો ખર્ચ તમે આપો એ બરાબર પણ અમારાથી એમ ન બને

ભાઇઓ! તમે જેમ ખુશી રહો એમ મારે કરવાનું છે તમારા દીલ દુભાય એમ કરવાનું નથી. તમે ખુશીથી વહેવારે લઇ જાઓ, પછી સગવડે આપી જજો. ચાલો એમ કરો. બોલો હવે રાજી

હા બાપા. એમ અમે રાજી ભાઇઓ મહેરમાં હજી પોતાના વટની કિંમત કે ખરી તમારી વાત સાંભળી હું રાજી થયો છું આવેલા મહેર ભાઈઓને વીવાહના ખર્ચની રકમ વગર વ્યાજે આપી અને સર્વે વીવાહની તૈયારી કરવા લાગ્યા.

ગામે ગામથી વીસાવાડા ગામે મહેર આવવા લાગ્યા.

બુડા આતાની દીકરીના લગ્ન થાય છે એમ ખબર પડી. ચારણ બારોટ, નટ, સાંખર, માગણ વિગેરે આવવા લાગ્યા

પચીસ હજાર મહેરની વસ્તીમાંથી કોઈક જ ઘર એવું હશે કે જે રોગથી મહેરના કુટુંબમાંથી કોઇ ન ગયું હોય. જે ન ચલી શકે એવા વૃદ્ધ હતા તે ઘર અને પોતાના રોગદાખર સમજાવા વેરે રોકાણા

કોઈ મહેર જુવાનોએ ગળામાં સોનાના ગલા, સોનાના અને પરવાળાના પારની માળા, કોઈએ સીમોરીઆ આપવા તો કોઈએ પગમાં તોડા અને બેડી પહેરેલા હતા કોઇએ ચાલીને તો કોઇ ગાડામાં, કોઈ ઘોડા ઉપર અને ભાઈ સાંઢીઆ ઉપર.

કોઈ કોઈ તો ઘોડા પર પોતાની આગળ અને પાછળ છોકરાઓને બેસાડયા છે

આવી રીતે વીસાવાડા ગામને માર્ગે હરખભર્યા ચાલી નીકળ્યા છે મહેરાણી બાઈઓએ પણ પોતાના સબંધીઓને સાથે લઈ શણગારેલા બળદોવાળા ગાડામા બેસી વીસાવાડે જવા લાગી

બળદોને ડોકે બાંધેલ ઘુઘરમાળનો સૂર, બાઈઓના ગીતોના સૂરને ઉત્તેજન આપતો હતો

આ પ્રસગે દરેક મહેરાણી બાઈઓએ સોનેરી કોર, છેડાવાળા ચોરસા (ઓઢણીઓ) તો કોઈએ રગ બેરગી ઓઢણીઓ (ચુંદડીઓ) ઓઢી છે નાકમા મોતીવાળી સોનાની નથ, ગળામાં સોનાના ઝુમણા તો કોઈએ પાવના કડી, અને હાસર પહેરેલા છે હાથમાં નાની ઉમરની બાઈઓએ સોનાની અને રૂપાની ચુડો પહેરી છે જરા મોટી ઉમરની હતી તેમણે હાથમા સરલ અને કડીયા પહેરેલા છે. કાનમા એકોટા તો કોઈએ વેઢના પાનડી, સીસોગીયા વિગેરે પહેર્યા છે.

નાની ઉમરની છોકરીઓએ ગળામા સોનાની હાસડી, હુલર, સાકળી કાનમા ઝુમક તથા મોતીનુ વારીનુ પહેરેલી છે. માથાના સીંથામા સીંદુર નાખી સોનાની ડોડી બાંધી છે નાના બાળકના માથે કોઈએ સોનાની તો કોઈએ રૂપાની ઘુઘરીઓ ટાંકેલા નતીયા પહેરાવેલા છે નાની દીકરીઓના ચરણીયામા કોઈ કોઈએ રૂપાની ઘુઘરીઓ ટકાવેલી છે.

આવી રીતે નાની કે મોટી ઉમરની બાઈઓ, છોકરા, છોકરીઓ એમ સૌ સૌની સ્થિતિ અનુસાર શુશોભીત વસ્ત્ર અલકારોથી શણગારેલી હતી. જ્યા નજર કરીએ ત્યા સોના રૂપાના દાગીનાઓ જ જોવામાં આવતા હતા.

મટ્ટ સાર.

બાપુ ! આ મોટું રસોહુ છે. આહી સર્વ મહેર ભાઈઓને તથા ભળતે ભાણે હોય તે સર્વને માટે આંહી સગવડ રાખવામાં આવી છે. જમવામા લાપસી માટે ભુકા તૈયાર કરાવેલો છે. બીજા દીવસ . માટે લાડુ અને ગોરપાપડીનુ જમણ છે કાચો માલ પણ ઘણો રાખેલો છે. ઘી અને તેલને માટે મોટી ટાંકીઓ પણ કરાવી રાખી છે

સામેનુ જે રસોહુ છે તે નવેદનુ છે ત્યા બ્રાહ્મણ તથા તેમા ભળતે ભાણે હોય તે સર્વ માટે છે ત્યા પણ લાડુ અને સેવગાંઠીયાની સગવડ રાખી છે, ત્યા પણ બીજો કાચો માલ તૈયાર રાખેલ છે

કોઈ ગ્રાહુસત જે કોઇ આવે તે કોઈ રીતે કચવાયને ન જાય તેનુ બરાબર ધ્યાન રાખજો

બાપા ! તમે ઉદાર દીલથી શુભ કામ આદર્યુ છે તો અમે શા માટે ખામી આવવા દઇએ

સામે જે માડવાઓ નાખેલા છે તે બધા મહેમાનોને સુવા માટે છે, ત્યા ગાદલા ગોદડાની બધી સગવડ રાખી છે ગમે તેટલા મહેમાનો આવશે તો પણ બધી તૈયારી છે

બાઈઓ માટે ઉનારાની શુ સગવડ છે ?

બાપુ ! બાઈઓ માટે તો આપણા ગામના મહેર ભાઇઓએ જ પોતપોતાને ઘેરે સગવડ કરી છે

વાહ, વાહ ! એ તો બહુ ઠીક કર્યું મહેર ભાઈઓને ઘેર હોય તો બાઈઓનો મરજાદો પણ સચવાય.

બાપુ ! બધા મહેર ભાઇઓ મહેમાનો માટે બહુ પ્રેમથી સગ વડો કરી રહ્યા છે આજે સૌના હૃદયમા પ્રેમ સમાતો નથી

ગામના સર્વ મહેર ભાઈઓ તથા મહાજન એમ માને છે કે ધન્ય ભાગ્ય આપણા કે મહેમાનોનો સત્કાર કરવાનો અવસર મળ્યો!

કામદાર ! અમારા મહેર ભાઇઓમા અતિથિ સત્કાર કરવાનો મહાન ગુણ હજુ જળવાય રહ્યો છે એ ઇશ્વરની કૃપાનુ જ પરિ-ણામ છે

ગામડામાથી સેવાભાવી ભાઈઓ પણ ઘણા આવ્યા છે એ પણ બધા ખડે પગે ઉભા છે અને બહુ ઉત્સાહથી કામ કરી રહ્યા છે

કામદાર ! જનસમાજની સેવા કરવી એ પણ ઇશ્વર ભક્તિનો એક પ્રકાર જ છે ને ? જેનુ હૃદય સેવાભાવી નથી તે પ્રભુનો સાચો ભક્ત થઈ શકતો નથી. આ બધી વ્યવસ્થા તો બહુ સારી થઇ ગઈ છે, હવે કોઇ સાધુસંતો કે બ્રાહ્મણ આવે તો તેઓ હાથે રાંધી સેવા ખુશી હોય તો દરેકને પાકા સીધા આપી દેવા

મનસમમા કોઈ પણ આ પ્રસંગે નામ સાંભળી આવે તે કચવાઇને ન જાય તેની બરાબર કાળજી રાખશો

બધાય ભગવાનનુ સ્વરૂપ છે એમ સમજી યોગ્યતા પ્રમાણે સત્કાર કરશો અને ઘોડા અને બળદ માટે નીરણચંદી કપાસીયા એ બધી સગવડ પણ થઈ ગઈ હશે ?

જી, હા. આપ જ્યારે આપ ઉદાર દીલ રાખી ખર્ચ કરવા તૈયાર છો તો અમે લોભ કરીને આપની કીર્તિને ધક્કો લાગે એવુ શા માટે કરીએ. ધણીને ગમે તે પ્રમાણે વર્તવુ એ નોકરની ખાસ ફરજ છે

રાજા મહારાજા કે ગૃહસ્થ કોઈ મહાન કાર્ય કરવા ધારતા હોય પણ તેમના નોકરો બરાબર કાળજીથી અને પ્રેમથી કામ કરનારા હોય તો તે કામ દીપી નીકળે

કામદાર, તમારી વાત સાચી છે આ કામમા પણ સારૂં કહેવાશે તો એ બધો યશ તમોને નોકરોને અને સેવાભાવી ભાઈઓને જ છે ને ? તમો સૌના સાથથી હું રૂડો લાગુ.

કામદાર ! બહારથી આવેલી બાઈઓ તથા તે સાથેના નાના છોકરા હશે તો તેઓની પણ બરાબર સભાળ રાખશો અને બીજી એક યાદી આપી દઉં કે બહારથી કન્યાદાન આપવા આવેલા સાહેબો તથા બીજા ભાઈઓની કન્યાઓનુ કન્યાદાન આપવા માટેની સર્વ સામગ્રી તૈયાર છે ને ?

જી, હા બધુ તૈયાર છે આપ જરા પણ ફીકર ન કરો

કામદાર ! તમો સારા વફાદાર નોકર છો, બહુ પ્રેમથી કામ કરો છો એ જાણી આનદ થાય છે

કામદાર ! ધુમલીથી મહારાણા બાપુ સવારે તેમના રસાલા સાથે આવવાના છે તો તેમના સત્કાર માટેની સર્વ તૈયારીઓ અને બહારથી આવેલા સેવાભાવી ભાઈઓ, ગામના આગેવાનો તથા નોકરો તથા ચારણ બારોટ વિગેરેને જે જે પહેરામણી બક્ષીશ વિગેરે આપવાની વસ્તુ તૈયાર રાખી હશે ?

જી, હા એ સર્વ તૈયાર છે

આપણે એ મહારાણા બાપુને હસ્તેથી અપાવીશુ.

મહારાણા બાપુ માટે સામૈયાની અને મેડની સારામા સારી

તૈયારી કરી રાખશો દર એ બાબતમા મને કઈ પૂછવા જરૂર નથી

મસાનો કટલી છે ? બાપુ, સો એક હશે ઠીક, બીજી પચાસ વધારે તૈયાર કરાવજો

મહુ નાર

આજે બુધા ભાતાની પુત્રીના લગ્નનો માગ્લીક દીવસ છે ગામના પરગામના આવેલા ભાઈઓ, ભાઈઓના હૃદયમા આનદ માય સમાતો નથી દરેકની મુખાકૃતિ ઉપર એ આનદની છાયા જણાઈ આવે છે

લગ્નના વિશાળ મડપમા હજારો માણુસો બેસી શકે તેવી ગોઠવણ કરી છે મડપના થભોને તથા મડપને આસોપાલવના પાનથી તથા પુષ્પોથી સુશોભીત બનાવ્યો છે રગ બેરગી વાવટાઓ ઉડી રહ્યા છે મડપના અને ડેલીને બારણે મોતીના તોરણુ બાધેલા છે

ભીંતોમા મહેરાસૂરી મહેનોએ સુદર ચિત્રો કાઢેલા ભીંતે મોતીના તથા આભલાવાળા ભરત ભરેલા ચાકળા બાધેલા છે આવી રીતે મડપ તથા મકાનો સુદર રીતે શણગારેલા છે

મહેમાનો તથા ગામના મહેર ભાઈઓ સર્વે મડપમા આવી બેસી ગયા છે

બાઈઓ મગળ ગીતો ગાઈ રહી છે ત્યા બારોટ બોલ્યા

અવન ઈગીયાર એમ ગણુએ મહા સુદ પચમ સારી
આનદ લગ્ન એમ ભલો જગ આવે ભારી
બાર માસ અન્ન તો દીધા તેર માસ દાતા તણા
અપસર અગણુ આવીયુ બુધા રાખી નવ મણા

મહારાણા બાપુ પધારે છે! મહારાણા બાપુ પધારે છે!

આવો અવાજ આવતાં મંડપમાં બેઠેલાઓનું ધ્યાન એંચાય છે.

મહારાણાશ્રી તેમના અંગરક્ષકો સાથે મંડપમાં પધારે છે અને કીનખાબના ગાદી તકીયાવાળી બેઠક ઉપર બીરાજે છે. ઊભા થઇને નમન કરી સર્વ હાયરો બેસી જાય છે.

બુડા આતાએ ધોળ કરી થાળ ભરી નજરાણો કર્યો. બાદ બીજાઓએ ધોળ કર્યો.

મહારાણાશ્રીએ મહેમાનો તરફ નજર કરી હસતે મોઢે બોલ્યા કે:

બુડા આતાએ પોતાની પુત્રીના વિવાહ પ્રસંગે ગરીબ બ્રાહ્મણોની કન્યાઓનું કન્યાદાન આપી તેને વિવાહનો ખર્ચ આપી પુણ્ય કાર્ય કર્યું છે તે તથા સમસ્ત મહેર ભોમને આમંત્રણ આપી બોલાવેલા છે, તે જાણી હું બહુ ખુશી થાઉં છું. બુડા આતા મારાથી મોટી ઉંમરના છે તેથી હું પણ તેમને :બુડા આતા કહીને બોલાવું તો કંઇ ખોટું નથી.

બુડા આતાએ વીવાહ પ્રસંગે ઉદાર દીલથી પોતાની લક્ષ્મી વાપરી રહ્યા છે એવી રીતે મહેર જ્ઞાતિના દરેક પ્રકારના હિતમાં પણ પોતાનું ઉદાર દિલ રાખશે તો મહેર જ્ઞાતિનું વધારે હિત થઇ શકશે. બુડા આતાએ આજનું મંગળ કાર્ય કરવાથી યશ મેળવ્યો છે.

હું બુડા આતાને ધન્યવાદ આપું છું. બુડા આતાની પુત્રી તે મારી જ પુત્રી છે એમ ગણીને હું અત્યારે જ વધાવું કરૂં છું. એમ કહીને જેસંગ ખવાસ તરફ નજર કરી એટલે જેસંગે થાળની અંદર જરીયન ઓઢણી કીનખાબના પોષાક તથા સોનાની અને ધાસર, એક હજાર રૂપીયા વિગેરે મુકેલાં હતાં તે થાળ બુડા આતા આગળ મુક્યો.

બુડા આતા બોલ્યાઃ મહારાણા બાપુ !

આ જમાનો કટોકટીનો છે. સરહદના રાજ્ય એક બીજાના રાજ્યની હદ દબાવી લેવાની કોશીશ કરી રહ્યા છે. પોતાના દેશ પર બીજા રાજ્યો ચડાઇ કરી આવે તો તેમનો સામનો કરવા હમેશાં સાવચેતી રાખીને તૈયાર રહેવું પડે છે. આવા સંજોગોમાં પણ આપે રાજ્યધાની છોડી અહીં મારી પુત્રીના લગ્ન પ્રસંગે સમયસર પધારી લગ્ન ઉત્સવને દીપાવ્યો છે તે માટે આપનો ઉપકાર માનું છું આપશ્રીએ જરા પણ આરામ લીધા શીવાય મંડપમાં પધાર્યા છો તો હવે આપ અત્યારની વીધી પુરી થયા બાદ આપ આરામ લેવા ઉતારે પધારશો અને વીનતી કરૂં છું કે આપ રાત્રીના લગ્નની વીધી વખતે પધારવા કૃપા કરશો.

બુડા આતા ! આમાં વીવેકની જરૂર નથી આપણે ક્યાં જુદા છીએ હું તો આનંદ લેવા આવ્યો છું માટે સમય સર જરૂર આવીશ હું ઘુમલીનો ગાદી પતી છું અને તમે નાના ગરાસદાર છો એ વીચાર મનમાંથી કાંઢી નાંખશો જ્યાં દીલ એક છે ત્યાં નાના મોટા પણું રહેતું નથી.

બુડા આતાના બારોટ બોલ્યા. વાહરે ઘુમલીના નરેશ વાહ ! વાહ મહારાણા વાહ ! આપને મુખેથી તો એવાં વેણ નીકળેને !

બાપુ બુડા આતાએ આ વખતે કન્યાદાનનું મહા પુણ્ય લેવાનું કામ આરંભ્યું છે તેવી રીતે જેઠવા મહારાણા ૧૩૦૭ માં ભાણ જેઠવા થઈ ગયા તેમણે એક લગ્ને મંગલ પુરીમાં અઢારસો કન્યાદાન આપી પોતાની કીર્તી અવીચળ કરી ગયા છે.

ઘુમલીએ ધમસાણ જંગ માંડયો જેઠવે
ભલ પરણાવે ભાણ એક લગ્ને અઢારસે

તો આ પ્રમાણે બુડા આતાએ પણ પોતાની રથીતી પ્રમાણે આ કામ કરી પોતાની અવીચળ કીર્તી કરી છે બારોટ બોલ્યા

મડપની ચારે બાજુ મશાલોના પ્રમાશ ઝગઝગી રહ્યો છે

મહેરણી બહેનોની આવજાવથી કાબી કડનાના રણુકારથી મડપ ગાજી રહ્યો છે બ્રાહ્મણુ કન્યાઓનુ કન્યાદાન દેવાની તથા બુડા આતાની પુત્રીના લગ્નવીધીની સર્વ તૈયારીઓ થઇ રહી છે મહેરના ગોર પણ આવી ગયા છે

વરરાજા તરફથી વરરાજાના પ્રતિનીધી રૂપે ખાડુ (તલવાર) લઇ રરાજાના કુટુમીમાથી એક જણાએ ખાડુ પોતાની પાસે રાખ્યુ છે (મહેર જ્ઞાતિમા વરરાજાને બદલે ખાડુ ફેરા ફરે એવો રીવાજ છે રજપુતોમા પણ એજ રીવાજ છે) બનેના કુળ ગોરોએ સ્વસ્તિ વાચન કર્યું અને કુળ વડેવાર મુજબ લગ્નવીધી કરી

મહેરોમા હવે વેદીક વીધી મુજબ લગ્ન કરવાની હીલચાલ ચાલે છે અને કેટલાક કેળવાએલ સસકારી મહેર કુટુમોએ એ પ્રમાણે લગ્ન કરવાની પોતાને જ ઘેરેથી શરૂઆત કરવા માડ્યા છે

---

## અઠવાડીક પેપર, વીરાટ ભારત

રાજકોટ,

પોરબદર આર્ય સમાજના ઉત્સાહી કાર્યકર્તા શ્રી. લોખાભાઇ તેમની પુત્રી હીરાબ્હેનના લગ્ન શ્રી માલદેભાઇ સાથે થવેના શુભ લગ્ન

પોરબદર આર્ય સમાજના ઉત્સાહી કાર્યકર્તા લાખાભાઇ મેરના પુત્રી હીરાબ્હેનના લગ્ન પુર્વ આફ્રીકાના વેપારી રણુમલભાઇના પુત્ર આર્ય માલદેવભાઈ સાથે કર્યા છે તે આર્ય કન્યા વિદ્યાલય પોરબદરના

આચાર્ય પં. શ્રી ચેનરામજી શર્માના શુભ હસ્તે વૈદીક વીધી પ્રમાણે કરવામાં આવ્યા હતા, લગ્ન વીધી જોવા માટે હિન્દુ ઉપરાંત મુસલમાન, પારસી, ઈસાઈ સ્ત્રી-પુરૂષોની બહુ બહુ મોટી સંખ્યામાં હાજરી હતી.

પ્રારંભમાં પંડીતજીએ આર્ય-ધર્મ વીધી પ્રમાણે થતાં લગ્નની ખાસ વીશેષતા સમજાવી હતી, અને તે પછી પાણીગ્રહણ, લગ્ન હોમ, શીલાઆરોહણ, સપ્તપદી, વગેરે લગ્નવીધીના અંગોનું રહસ્ય સમજાવ્યું હતું તેમજ વીધીના અંતમાં વર કન્યા તથા તેમના વાલીઓને પ્રસંગને અનુકુળ અસરકારક ઉપદેશ સ્વામી શ્રી. કૃષ્ણમોહનદાસજી આયુર્વેદ રત્ન તથા શ્રીમાન માસ્તરભાઈએ આપેલા હતા.

ઊક્ત લગ્નની ખુશાલીમાં નીચે મુજબની સંસ્થાઓને શ્રી. લાખાભાઈ તરફથી દાન આપવામાં આવેલ છે.

૧૦૧, રૂપીઆ શ્રી. મહેર વિદ્યાર્થી ભવન,
૫૧, ,, શ્રી. આર્ય સમાજ પોરબંદર,
૫૧, ,, શ્રી ખરડાઈ વિદ્યાર્થી ભુવન,

ઉપર મુજબનું દાન વરપક્ષ તરફથી પણ આપ્યું હતું.

---

તંત્રી, મુદ્રક અને પ્રકાશકઃ-શ્રીકૃષ્ણ શર્મા, વિરાટ ભારત, કાર્યાલય, ગોંડલ રોડ, રાજકોટ,

હિંદુ ' અ વાડી', અમ વા'

## પોરબંદરમાં આદર્શ લગ્ન

ગારમદર

પો મદર આર્યસમાજના ઉત્સાહી કાયકર્તા લાખાભાઈ મેરના પુત્રી હીરાબ્હેનના લગ્ન પુર્વ આફ્રીમાના વેપારી ગમનભાઇના પુત્ર ભાઇ માનદેનભાઇ સાથે કર્યા છે તે આર્ય કન્યા વિદ્યાલય પોરબંદરના આચાર્ય પ શ્રી ચેતરામજી શર્માના શુભ હસ્તે વદી વિધી પ્રમાણે ગ્યામા આ યા હતા

પ ણી-ગ્રહણ, લજાહોમ શીનારોહણ સપ્તપદી વગેરે લગ્ન વીધીના અગોનુ રહસ્ય સમજાવ્યુ હતુ તેમજ વીધીના અતમા વરકન્યા તથા તેમના વાલીઓને પ્રસગને અનુરૂપ અસરકારક ઉપદેશ સ્વામીશ્રી કૃષ્ણમોહનદાસજી આયુર્વેદ રત્ન તથા શ્રીમાન માવજીભાઇએ આપેલા હતા આ શુભ પ્રસગે સો રૂપીઆ ભિન ભિન્ન સસ્થાઓને દાનમા અપાયા હતા

---

અમદાવાદ નવપ્રભાત પ્રીન્ટીંગ પ્રેસ ઘી કાંટા રોડ, નોવેલ્ટી સીનેમા પાસે શા મણીલાલે છાપ્યુ અને વ્રજલાલ મહેતાએ ગયપુર કોઠની પોળમાથી પ્રસીદ્ધ કર્યું

---

## નગમદનો ચોરી ગા

પોરબંદર રાજ્યમા રબારીની જાત પણ એક હીમતવાન જાત છે તેઓ શરીરે મજબુત ટાઢ અને તડકો સહન કરનાર કસાએના શરીરના હોય છે તેઓ ખાસ કરીને ડુગરમા નેશ નાખી રહે છે

બકરા ભેંસો, તથા ઉંટ રાખે છે. માનવારી રબારીઓના ઘણા કુટુમ તો સુખી હાલતમા જીવન ગુજારે છે રબારીના ઈષ્ટદેવ મમાઈ-

બ્રાહ્મણ હોય કે ગમે ઈ હોય હું વરત કોઈની મુકનો નથી

પગા! હું તને કઉછ્જાં કે, તારે લાલજી મહારાજ પાસેથી વરત ન લેવી. આ ઓસાચાસીથી ગામના રબારી ભેગા થઈ ગયાનું કેઈ કાંઈ કામ આવે? બ્રાહ્મણનું તુને દાઝતું હોય તો તું દઈ દેને! તું નાણાવાળો છે તી મને ખબર છે! એમ કહીને પગાએ દામા સામે ડાંગ ઉપાડી

પગડ! આંટલો બધો તણાઈ કેમ જાછ?

તણાઉં નહિં તી કાંઉ કોઈના દબાણમાં છઉં કે તારી કઈ બીક લાગેછ?

પગડા! જોઈ વીચારી બોલજે. ન કર એક થપાટ ભેગું સોબડું ભાંગી નાંખીશ!

હવે ભાગ્યાં ભાગ્યાં! સોબડાં ભાંગવા વાળની મા તો હજી હવે જણશે તું કાંઉ ભાંગતો તો? આવ્યનાં ખરો આ કળીયાળી ડાંગ તારી સગી નહી થાય.

લાલજી મહારાજે જોયું કે આ કજીઓ વધવાનો છે તેથી તુરત ગામમાં જઈ મહેર આગેવાનોને ખબર આપવા ગયો દામા એ પગડા પર ઘા કરવા બરછી તયાર કરી પગડા હવે બસ કરજે તું હવે આંહીથી હાલ્યો જા તો ઠીક છે હું તારૂં મોત નજરે દેખું છું!

આર મોત! ને હું વરી તારા જેવાને હાથે? એમ કહી પગો ખડખડાટ હસ્યો અને બોલ્યો કે તું બરછી લઈને ફરે છ તી ઈ તારી બરછીથી બીજો લેવો આ પગો નથ મારૂં મોત કરવા આવના ક્યાંક તારૂં મોત થઈ જાય નહિ ઈ ધ્યાનમાં રાખજે તને પાડી લેવામા તો મારી આ ડાંગનો એકજ ઘા બસ છે. અરે તારી જાનનો રબારી!



ગલા! તારા ભાઈને તથા રબારીઓને હવે કહી દેજે
કે હવે ભાયડા થાજો! મહેરની સાથે વેર કરવામાં
કેવાં ફળ મળે છે તેની ખબર પડશે

માતા છે. માના ઉપર તેને અચળ શ્રદ્ધા હોય છે, રબારીને કોઈને સર્પદંશ થાય તો બીજો કંઇ ઉપાય ન કરતાં માતાજી પર શ્રદ્ધા રાખે છે, જેવી ભાવના તેવી સીદ્ધી એ પ્રમાણે અચળ ભાવનાને લીધે આત્મબળ, આત્મશક્તિ વધે છે. અને એ શક્તિના બળે તેની ભાવના ફળે છે.

ગામડામાં રહેનારા રબારીઓ ગામમાં ન રહેતાં ગામની બહાર નેશ નાખી રહે છે તેને રબારી કેડો કહે છે. તેઓ ઘેટાં બકરાં પણ રાખે છે, ગામના ઢોર ચારે છે. અને ગોવાળી કરે છે. અને ગામ તરફથી તેને વરત (બદલો) મળે છે.

રબારી ઘણે ભાગે અભણ જ હોય છે. જેથી અજ્ઞાનપણું વધારે હોય છે. સ્વભાવના ભોળા હોય છે. અને એની નાતમાં સંપ વધારે વધારે હોય છે. તેઓ માતાજીના ભુવા પર વધારે શ્રદ્ધા રાખે છે. ભુવા માતાની આજ્ઞા એટલે ભગવાનની જ આજ્ઞા એમ તેઓ માને છે. જ્ઞાતિ સુધારણા તરફ રબારીઓ બહુ ધ્યાન આપતા નથી.

-

પજો નામનો રબારી કુછડી ગામનું ધણ ચારતો હતો અને ગામના ગોવાળ તરીકે ઓળખાતો હતો.

પજો ગોવાળીનું કામ કરતો હતો. પણ સ્વભાવ જરા ક્રોધી હોવાથી બોલવામાં તોછડાઇ અને અક્કડાઇ હતી. તેની સાથે કામધંધો કરવામા પણ બેપરવાઈ જણાઇ આવતી હતી.

પજાને ઢોર ચારતાં એક વરસ પુરૂં થયું, ત્યારે ગામમાં વરત ઉઘરાવવા નીકળ્યો. રસ્તામાં મહેરના ચાનકી શાખના ગોર ક્રાણ્ટ મહારાજ મળ્યા, તેને કહ્યું કે, તારી ગાય ચારી એની વરત (માંડનતાણું) ચડી ગઇ છે!

પમા બ્રાહ્મણ પાસેથી વરત લેવાની ન હોય તારે લેવાનાં ઠેકાણાં ક્યાં થોડાં છે.

તું બ્રાહ્મણ થોઓછ તી ક્રાંઉ થીયું. પમો બોલ્યો :

પમા તું સાવ સમજ્યા વગરની વાત કરેછ તું ગામમા પુછી જો. જો. કોઇ ફીએ કે તારી પહેલાના ગોવાળ બ્રાહ્મણ પાસેથી વરત લેતા હતા. હના તો મારે ક્યાં વાંધો કરવો છે. હું પણ આપીશ.

મારાજ! બ્રાહ્મણને ને મારે લેવા દેવા ન મરે. વરત તો તારે શીજ જોશે? તું મને સમજાવવા બેઠોછ. તી હું કંઇ ગીગલીનો નથી. હું તારે હાથે હા કરૂં.

બ્રાહ્મણ હોય કે મોટા ચમરબધી હોય. તો પણ વરત કોઈની હું મુકનો નથી મારાજ! હામા જેનો જે ગટનો કટકો કહેવાય ઈની પાસેથી પણ વરત લઇ મેલી તાર તું તી કોણ?

હામાને બરાબર આ વખતે બહારગામ ગયેલ તે ઘોડા પર બેસીને આવવું થયું ને. પમાના અકડાઇ ભરેલાં વચનો હામે સાંભળ્યાં.

પમા મારાજ! હાંરે કેવા સારૂ ઘડ કરેછ?

આ પમાને ક્યારનો ય સમજાવતું છું. કે મારી એક ગાયતુ ચારવા લઈ જાતો તો વરત નહિં લે તો નહિં ચાલે. એક ઘર તો ડાકણ પણ તારવે!

પમા! બ્રાહ્મણ આપણા પૂજનીક કહેવાય. એની પાસેથી વરત લેવાય?



વણુધો શિકારી

વણુધાની બંદુકની ગોળી દીપડાના કપાળમાંજ ચોટી દીપડો છલાંગ મારી પાછો જમીન પર પડયો

તું ઘેગ ભકગનો ચાગ્વા વારો ગોવારીઓ તી તુ એટલુ બધુ મેલીજા !
હામાને રૂંવાડે રૂવાડે ક્રોધ વ્યાપી ગયો અને પડનારો કર્યો

દીકરા પમડા ! તૈયાર થઈ જા એમ મ્હીને એવો તો જોરથી બરછીનો ઘા કર્યો કે એકજ ઘાએ પમો જમીન પર પડ્યો અને ગામમાથી ચ્મારીઓ આવ્યા હતા તે ભાગ્યા બીજા ચ્મારીને તેડવા ગયા મહેરો પણ પહોચ્યા તે પહેના તો પમાના પ્રાણ નીકળી ગયા પમાનુ શરીર જમીન પર પડેલ હતુ લોહીની ધારાથી ધુળ પણ ભીંજાઈ ગઇ હતી આ દેખાવ જોઇ ચ્મારીઓ ઉશ્કેરાઇ ગયા અને હામા હાં રે એોનાચાલી થઈ હામાનું લોહી તપી ગયુ હતુ ચ્મારીઓથી ડરી જાય તેવો હામો નહોતો ચ્મારીઓને કહ્યુ કે તમે પણ વહ્યા આવો હમ ણાજ પમડાના જેવા તમારા પણ હાલ કરી દઉ હામાને પાડી લેવાને ચ્મારીઓ ઉશ્કેરાણા પણ ગામના મહેરો આડા પડયા અને કહ્યુ કે આપણે મહેર અને ચ્મારીનો ભાયુના જેવો ના તો ચાલ્યો આવે છ તો વેર વધારામા કઇ સાર નથી જે થીયુ ઇ થીયુ આપણે અ ઢર અ દર કજીઆ વધાગ્વો ન જોગે મહેરોની શરમથી ચ્મારીઓ ત્યાથી ચાલતા થયા પણ ચ્મારીઓને મનમા તો ખટકા રહ્યો કે કોઇ રીતે પણ આ વેગ્નો બદનો તો લેવોજ ચ્મારીઓ ચ્મારી કેડે આવ્યા અને નાત ભેળાની આ વાતનો ત્રોડ કાઢવા નકી કર્યુ

આજે પમા ચ્મારીની ઉત્તર ક્રીયનો દિવસ છે પમાનાભાઇ નથુએ સગા સબધી તથા નાતીનાઓને મોલાવેલ તે આવી ગયા છે સો દાયરો ફળીયામા ખાટના નાખી તેના પર ગોદડીઓ પાથરેલી છે તેના પર બેઠા છે એક ચ્મારી બોલ્યો

નથુ ! પમડાને હાના મેરે મારી નાખ્યો ધતા ભારે અજુગતું થીયુ જુવાન જોધ જુવાને પાડી લીવો ઇ બાબતમા જો વસાર કરીએ તો ચ્મારીની નાતને નીચા જોણું થીઉછ

તર એનું શઉ કરવું ! બીજો રબારી બોલ્યો પબાની ઘરવાળી બંસરી હોનાં હોના બેલી છ મા બીજું કાઉ કરવાનું હોય આજ અમારા ઘરવાગનું કમોત કર્યું અને બીજા રબારીના છ હાથ થાશે નાતજે દીતુ મુકશે તો એગના ગામમાં ક્યા રીતી રેવાશે નહિ પબાની ઘરવારીએ આખમાં આવેલાં આંસુ ઓઢણાના છેડેથી લુછતાં લુછતા બોલી ઈ હામને છરનો દેખુછ-નાં લખ્યુ તા હૃદયનમાં ધુળ નાખીને ખાંઉ નીવાતના ચાર સાચી છે હવે ઈમ મોરપ દેખાડો આરો નથી આરે હવે તા ઈ હામાને વેરેરા ટુંગે કરી નાખીએ તયે જ મને સખ થાશે ગયા તુ નાથ ભોનનો નય નાથુએ કોથી ભરેના ઉંચારે કાઉ એવું ! મેર હારે પેગ કરવું છ ! છ કરો ઈ જોઈ વસાગી કરજો તમારી વાતુ જોતાં તો આમાથી તા રાડ વધવાની છે વાતુ ઘટવાની નથ પછી તો સૌ હાવરાની મરજી ! ગલાએ કહ્યું.

જના ઈમ મોરપની વતુ કરછતી જુ ભગા લુગડા કઈ નાખી દેશે ! જે થાતું હોય ઈ ભલે થાય બાડી હામાને પણ દેખાડી તો દેવુ છે કે રબારી પણ કંઈ મરી નથ ગીયા મેર મથા પાણીપાગ છે ને આપજો કાઉ ચુડલીયુ પેરીને બેગા છ ! નથુ બોલ્યો ભઈ સૌ નાયગની મરજી હોય તો માગીના નથ ચૌ નાતીવાનો મત પડતો હોય તો નાનજી કરે ઈ મારે કબુલ છે

આવેરા રબારીઓએ વીચાર કરના નક્કી કર્યું કે જ વાતુ ટોઈ ઈ ભલે રાય પણ પબાને મારી નાખ્યો એનો બદલો તા લેવોજ. અને હામાને મારવનું કામ નાથુ એ મારે લીધુ અને એની મદદ માટે બીજા ત્રણ રબારીઓએ નાથુ કરે ત્યા હાજર રહેરા કબુલ કર્યું.

હામો મહેર એ પોરબંદર તાલુકાના કુછડી ગામનો રહેવાશી હામાના કુટુંબીઓ પાસે ૧૨૦૦ વીઘા જમીન તેમાથી ૪૦૦ વીઘા હામાને ભાગ આવી ૪૦૦ વીઘા તેના ભાઈને ભાગે આવી કુવાના નામથી

ગોળખાતી સીમમાં હામાની જમીન હતી થોડી જમીનમાં પણ હામો ખેતી સારી કરતો એટલે હામો દરેક રીતે સુખી હતો હામાનો પોતા પોરબંદરના મહારાણાનો કૃપા પાત્ર હતો. તેનું નામ નરબદ હતું નરબદને બંદર ઉપર પરદેશથી આવતાં વહાણોમાં માલ આવ્યો હોય તેની જકાત લેવાની કામગીરી સોંપી હતી નરબદની નીમક હલાલી વાળા કામગીરીથી મહારાણાજીને નરબદ પર પુર્ણ વીશ્વાસ હતો કામગીરીને લીધે નરબદ વીશેષ ભાગે પોરબંદર રહેતો અને કુછડીમાં ખેતીનું કામ સઘળું હામો સંભાળતો હામાના વડવા સાત પેઢીથી મહારાણા પાસેજ રહેતા આવ્યા છે.

આવી રીતે નરબદને પણ પોરબંદર રહેવાનું થતું! એક વખત હામો તથા તેના બે સાથી ખેતરે સાંતી હાંકતા હતા.

હામાએ પોતાનો હોકો લેવા માટે એક સાથીને ઘેરે મોકલ્યો હામો તથા તેનો એક સાથી સાંતી હાંકતા હતા નથુ રબારી ત્રણ રબારીઓને લઇને હામાને મારવા માટે હામાની વાડીએ વાવ પાસેની ઝાડોની ઘટામાં સંતાઇ રહેતા તે બાબતની હામાને ખબર પડી નહી.

ઝાડની ઓથે સંતાએલા રબારીઓ મનમાં વીચાર કરે છે કે જો હામો ચેતી ગીયો તો એને મારવો ભારી થઇ પડશે માટે જે કામ કરવું છે ઝપાટામાં કરી લેવાનું છે હામો જ્યારે વાવ પાસેથી સાંતીને પાછું ફેરવ્યું તે વખતે તરતજ નાથુએ જઇને હામા ઉપર ઓચીંતો બરછીનો ઘા કર્યો બીજા રબારીએ હામાની તલવાર ઝાડે ટીંગાતી હતી. તે તરત લઇ લીધી.

હામા ઉપર બરછીનો ઘા પુરેપુરો પડયો હતો.

હામાએ પડકારો કર્યો કે દીકરાઓ! ક્ષેતરીને ઓચીંતો ઘા કર્યો! પડકારો કર્યો હોત તો બાપડાની ખબર તો પડત!

હામાએ નથુ પાસેથી બરછી એચી લીધી અને નથુ ઉપર બરછીનો ઘા કરવા જાય છે ત્યાં તો નથુ છટકી જાય છે અને પાછળે ઉભેલા રબારીને બરછી લાગે છે ત્યાં તો રબારીએ એવા જોરથી તરવારનો ઘા કર્યો કે તરવારના એકજ ઝટકાએ હામો જમીનં પર ઢળી પડ્યો અને પડયા પછી પણ હામો જીવતો ન રહી જાય તે માટે નથુએ બરછીનો ઘા કર્યો હામો બેશુદ્ધ બન્યો આ બધો દેખાવ જોઈ હામાનો સાથી હામાને મદદ કરવા આવવાને બદલે ભાગીને કુછડી ગામતા ગયો અને મહેરોને ખબર આપ્યા કે કાટેલાના રબારીઓએ હામાને પાડી લીધો છે.

હામાને મારી રબારીઓ તુરત ચાલતા થયા રસ્તે ચાલતાં રબારીઓને બીક બેસી ગઇ હતી કે જો મહેરો ઘોડેથી આપણને આંબશે તો જીવતા જવા દેશે નહી એ બીકથી ચારેય જણ નોખા પડી જુદે જુદે રસ્તે ભાગવા મંડયા

હામાને મારી નાખવા માટ ચાર રબારીઓ હામા ઉપર તુટી પડયા એ બાબતના સમાચાર હામાના સાથીએ કુછડીના મહેરોને આપ્યા મહેરોએ હામાના ભાઇને પોરબદર તેના બાપ નરબદને ખબર આપવા મોકલ્યો, અને કુછડીના મહેર જુવાનો રબારીઓનો હીસાબ લેવા તુરત હામાની વાડીએ પહોચ્યા ત્યા તો રબારીઓ ભાગી ગયેલા હતા અને હામો જમીન ઉપર પડયો હતો

હામાનુ પ્રાણપંખી તો ક્યારનુ ઉડી ગયુ હતું માત્ર હામાનું ખોળીયુ લોહીથી ખરડાએલુ પડ્યુ હતુ તેને ઉપાડી મહેરો કુછડી ગામમાં લાવ્યા

હામાનો નાનો ભાઈ તુરત પોરદર જવા માટે નીકળ્યો. ઘોડેસ્વાર થઇ તુરત પોરબદર પહોચ્યો અને નરબદ બદર ઉપર હતો

ત્યા જઈ ખબર આપ્યા કે નરમદ બાપા તુ આહી બેઠો છ પણ હામાને કારેલાના રબારીઓએ પાડી લીધો કુછડીએથી મહેરના જુવાનો પહોચ્યા ત્યા તો ગ્બારી ભાગી છુટ્યા હામાના મૃત દેહને કુછડીએ લઇ આવ્યા છે

નરમદ આ બધી વાત સાભળી ગુમ સુમ બની ગયો છતા રોષને લીધે આખોના ડોળા લાલચોળ બની ગયા જાણે હમણાજ અગ્ની ઝરશે નરમદ બોલ્યો કે ઇ રબારીયુ ભાગી ભાગીને ક્યા જાશે. ઈ સતાણે હવે બચે એમ નથી હવે તો હામાના એકના બદનામા **ચોરાસી રબારીના પ્રાણ જો ન લઉં તો મારૂ નામ નરમદ નહીં.** જ્યા સુધી મારૂ પણ પુરૂ ન થાય ત્યા સુધી પાઘડી બાધવી નથી, અમારી પ્રતિજ્ઞા છે

નરમદ મહારાણાને મળ્યો અને કહ્યુ કે, બાપુ મારા દીકરા હામાનુ રબારીઓએ ખુન કર્યું છે તો મારે હમણા જ કુછડી જાવુ જોશે.

નરમદ! ફીકર કરજો મા રાજ્યના હાથ લાબા છે હુ હમણાજ હુકમ કરૂ છુ એટલે ગુનેગારોનો તપાસ કરી જ્યા હશે ત્યાથી પકડવામા આવ શે?

નરમદ! તમે હામાના મૃત દેહની યોગ્ય વીધી કરો અને સબુરી રાખજો ક્રોધના આવેશમા આવી કઈ ઉતાવળુ પગલું ભરજો મા જાઓ?

નથુનો ભાઇ ગનો સાઢીઆ ઉપર બેસીને પોરબન્દર મ ન લેવા આવતો હતો તેને કુછડીને માર્ગે નરમદ સામો મળ્યો નરમે ગનાને ઓળખ્યો અત્યા તમે રબારાની જાત આવી રીતે મારા દીકરાને છેતરીને મારશે એવુ તો અમારા મનમા સપનામા પણ નહોતું પણ હવે કાટનાના રબ રીઓને ને તારા ભાઇને કેજે કે હવે ભાયડા થાજો

મહેરની હાંરે વેર કરવાનાં કેવા ફળ મળે છે ઈ હવે ખબર પડશે. નરબદનો પડકારો સાંભળીને ગલો નરમ ઘેંસ જેવો થઈ ગયો. એને બોલ્યો : .

નરબદ આતા ! મને માતાઈ પુગે જો મને કંઈ વાતની ખબર હોય તો અમારી દશા કાંઉં માઠી બેઠીછ. તી તમારી હારે વગર કારણે વેર કરીએ. દસા તો તારી અને નથુડીઆની જનહી પણ રબારીની નાતની અવરી દશા બેઠી છ, નહીતર આવી ક્ગાતી રમત રમવી હોય ? પણ હવે દીકરાઓ દી ગણતા રે જો.

નરબદ આતા ! મારા ઉપર ઇવો બધો કીવા સારૂ ખીજાઇ જાઓ. તારા દીકરા હામાને મારવામાં છ રબારીયુ હોય ઇણે તારે છ કરવું હોય કરજે ને ? હું તો ગાઈની ભલી ભુંડીમાં નથી ને મારા ઉપર ઇવો બધો કીવા સારૂ ખીજાઇ જાઓ તું કુબ્ડીમાં કોઇને પણ પુછજે ને ! મારો કાંઉ દી માઠોછ. તી તારી હારે બગાડું ગામનું છોકરૂં પણ જો ઇમ કીયે કે હામાને મારવામાં ગલો હતો તો મારી મુંડ ને તારો જોડો.

નથુડાની કે બીજા કોઈની વાત હું નથી કરતો. એના કરમ ઈ જાણે. માબાપ ! ક્યાક સુકા ભેરૂ લીલુ બરી જાય નહીં ? ,

નરબદ ! ઘોડીએ બેસી તુરત કુબ્ડી આવ્યો. ગામનો સહુ ડાયરો નરબદને ઘેરે જઈ દીલગીરી બતાવવા લાગ્યા.

ગામના મહેરોએ નરમદ આતાને આશ્વાસન આપ્યુ. અને બોલ્યા કે, નરમદ આતા તારી પ્રતિજ્ઞા પુરી કરવા આ કુંડીના મહેર તારી પડખેજ ઉભા છે તારો મોલ ઝીનવા અમે તૈયાર છે જુવાનજોધ જેવા હામાને પાડી લીધો છે ઈ બાબતનો તો અમને પણ ખટકો છે દશ ગમારીઓથી પણ માર્યો ન મરે એવો પાડીનારો હામો એને દાગથી પાડી લીધો જ્યા દગાની રમત રમાતી હોય ત્યા મારી આઈ કામ આવતી નથી

નરબદ આતા! આપણા કાઠીયા વરણના મોત તો એમજ હોય હવે હામાના દેહને અગ્ની સરકાર કરવાની તૈયારી કરીએ ગનવા કાર મીથ્યા થતુ નથી?

નરમદ આતાને બહુ ધીરજ આપી ગામનો સહુ દાયરાએ હામાને અગ્ની સરકાર કર્યો નરમદના સગા સબધીઓ તથા બાઈઓએ રોકળકળ કરી મુકી સર્વને સમજાવી છાનાં રાખ્યા કે પાત રતા કે તાં સહુ સહુને ઘેર ગયા

નરમદ પોતાના વહાલા પુત્ર હામાના દેહને અગ્નીદાહ દઈ ઘેરે આ ગો જીવને કયાય શાન્તિ નથી સમુદ્રમા જેમ અનેક લહેરો ઉપડે અને પાછી સમાઈ જાય. તેમ આજે નરબદના રૂદયમા વેરની વસુલાત કરવા અનેક પ્રકારના વીચારો ઉઠે છે અને સમાય જાય છે કયે પ્રકારે પોતાની પ્રતિજ્ઞા પુરી કરવી એ બાબતમા મન ચકડોળે ચડયુ છે ખાવાપીવાનુ પણ ભાન નથી જીવને કયાય આરામ કે સુખ નથી

આતમારાના રાવ નરમદના ખાસ ભાઈબધ એને પણ હામાના ખુનની ખબર પડતા એ પણ ઓગદમ આવ્યા અને નરમદને દીલાસો આપ્યો

નરબદે લીધેલી પ્રતિજ્ઞાની પણ રાવને ખબર પડી. નરબદને કહ્યું કે, ભાઈ, બધી બ્યાધી મુકી દે. તારી પ્રતિજ્ઞા પૂરી કરવામાં હું તારી હારે જ ઉભો છું. તારા દીકરાનું ખુન થયું તો તારો દીકરો તે હું મારો દીકરો જ સમજું છું. તારી પ્રતિજ્ઞા પૂરી થાય તને પાઘડી બંધાવુ. તયેં મે મારો મિત્ર ધર્મ બજાવ્યો કહેવાય.

કાંટેલા ગામમાં આજે નથુ રબારી માતાજીનો કળશ ભરે છે. (માતાજીની એક પ્રકારની ઉપાસના) નથુનાં સગાં કુટુંબીઓ તથા નાતીલાઓ ભેળા થયા છે. નથુના ફળીયામાં રબારીનો દાયરો ક્યાંય સમાતો નથી.

આસપાસ રહેનારા રબારીઓ નથુના મહેમાનો મહેની સગવડ કરી રહ્યા છે. રબારીઓ માતાજીના સરજુ બોલવામાં ગુલતાન બન્યા છે. સરજુ ગાવામાં ખાવા પીવાનું પણ ભાન ભુલી ગયા છે. બહુ શ્રદ્ધા અને ભાવથી રબારીઓનું ચીત સરજુ ગાવામાં લાગી ગયું છે.

આજના આ આનંદના દિવસમાં સર્વ રબારીઓને મોટે આનંદ અને ઉત્સાહ છવાઈ રહેલ છે.

માત્ર એક નથુના હૃદયમા ફીકર બેસી ગઇ છે, મનમાં એવી બીક છે કે, હામા મહેરને માર્યો પણ એનો બાપ નરબદ કોઈ દિવસ પણ વેર લીધા વિના રહેશે જ નહિ. વળી એણે વેર વાળવાનું નીમ લીધું છે.

હવે તા માતાઇ! માતાંઈ! પણ મારે આવેલ રબારી મહેમાનોને અને સગાં કુટુંબીને ચેનથી તો દેવા કે આફલપણામાં માર ખાઈ ન બેસે. કારણ કે નરબદ ઓચિંતો કયે આવીને ત્રાટકે એની કંઇ ખબર પડે નહિ.

. આ વિચારો આવતાં તેમણે સર્વ રબારીઓને જાણ કરી દીધી અને હુશીયારીથી રહેવાની ભલામણ કરી, રબારીઓએ નથુને હિંમત આપી કે તું તારે સો મણની તળાઇમાં સુઈ રહેને !

આ રબારીની નાત ભેગી થઈ છે. આવે વખતે એને આવવાની હિંમત હાલે ખરી ?

સૌને પોતાનો જીવ વાલો હોય. છતાં હાથે કરીને પતંગીઆના જેમ મરવા આવે તો ભલે આવે. ઇ નરબદ વરી કઇ વાડીનો મુળો ? નથુ તું તારે લેર કરને અમે બધાય તૈયાર જ બેઠા છે.

ઇ તો હામાના જીવા હાલ કર્યાં ઇવા નરબદના ! પાછા પગ ભરે કંઇ આરો આવશે ? ઈ નરબદ બહુ પાણીવારો છે ને આપણે કાંઉ ચુડલીયું પેરીને બેઠા છ ?

નરબદને તો પોતાના જુવાન જોધ જેવા પુત્રના મરણથી ક્યાંય આનંદ કે શાન્તિ નથી. કોઇ કામકાજમાં કે ધરંધંધામાં મન લાગતું નથી. મનમાં એક જ વિચાર ઘોળાયા કરે છે કે ક્યારે વેરનો બદલો લઉં. નરબદ જે વખતની વાટ જોતો હતો, એ વખત એને જોઇએ એવો મળી ગયો. મનમાં નક્કી કર્યું કે, કેટલાક બ્રાહ્મણોને જમાડવાની ચોરાસી કરે છે. મારે આજે ચોરાસી રબારીઓને મારવાનું મારૂં નીમ (પ્રતિજ્ઞા) પુરૂં કરવું છે.

નથુએ માતાજીનો કળશ ભરવા નિમિત્તે કુટુંબીઓને તથા નાતીલાને ભેળા કર્યાં છે તો આ મોકો બરાબરનો મળ્યો છે.

ગામના મહેર જુવાનોને તથા સાત બાગના રાવને વાત કરી. બધાનો મત મળ્યો કે, આજે મોડી રાતના જઇ ત્રાટકવું અને નથુના વંશનું નામ નિશાન રહેવા દેવું નહિ.

હમેશા જે માણસ મનસુબો બને છે અને મારવુ કા મરવુ એ નિશ્ચય ઉપર આવી જાય છે ત્યારે તે જરૂર પોતાનુ ધાર્યું કરી શકે છે હાય હુ મરી જઇશ તો ? એવા કાયરતાવાળા વિચારો કરનારો માણસ શરીરે ભલે અતિ રૂષ્ટપુષ્ટ હોય પણ તે નબળા મનનો માણસ કંઇપણ કાર્ય સિદ્ધ કરી શકતો નથી જ્યારે વીર પુરૂષોની સામે કોઇ ટકી શકતો નથી

મહેરોએ એક મત કરી મજાકે કુહાડીઓથી રવાના થયા નરબદ વૃદ્ધ હોવા છતાં આ વખતે તેનામા જુવાનની જેવો જોસ જોવામાં આવતો હતો

રબારીઓ માતાજીની સગુણ બોલતા બોલતા મગચે સહુ સુતા બે પીસ્રથી સુતા કજાશની વીની સર્વ પુરી કર્યા બાદ નીરાતે સુતા

નરબદ પોતાના મહેર જુવાનોને અને પોતાના મીત્ર રાનને લઇને રબારી ઉપર નાટકયો પડમાર કર્યો દીકરાઓ સુતાછ શુ ! તૈયાર થાઓ ક્યાં છે નથુડીઓ ? બતાવ તારી મારીઆઈ !

નરબદે નથુને ગોત્યો રબારીઓ જાગી ઉઠયા કોઇ કુહાડી કોઇ લાગ એમ દરેક જણ ગોતવા લાગ્યા

મહેરોએ તો મારા મારો કપો કપોના પડકારા કરવા લાગ્યા આવતા વેત દેમારો બોલાવ્યો રબારીઓના ભાન ભુલાઈ ગીયા જુવાન રબારીઓના બળ હણાઇ ગીયા સામનો કરવાની શક્તિ જતી રહી મહેરોએ કતલ ચલાવી નરબદનો એક ઘા પડે ત્યાં બીજો માગે નહિ રબારીઓને એક પછી એક ને ઢાળવા મડયા નરબદ બોલ્યો

મહેર જુવાનો ! આપણે ચોગણી ઉપર પોચાસીમો રબારી મારવો નથી મારે પણ (નીમ) પુરૂં થાય એટલે બસ

કેટલાક નગળા મનનાં રબારીઓ હતા તે તલવારની ઝપાઝપીથી ડરી છાની રીતે ભાગવા મંડયા. હીંમતવાન અને બળવાન રબારીઓ પણ ઘેરાઈ ગયા. નરમદના ઘાથી નથુના છેલ્લા શ્વાસો શ્વાસ હતા. ઈસારાથી પાણી માગ્યુ નરમદે પાણી લઈ આવી પાયુ પાણી પીધુ કે તરત નથુનાં પ્રાણ દેહથી જુદા થયાં. કોઈના ધડ ઢળ્યા પડયા છે કોઈના માથા ઢળ્યા પડયાં છે આવી રીતે ચોરાસી રબારીના મરણથી જમીન પણ લોહીથી ભીંજાઈ ગઈ નરમદે પડકાર કર્યો જુવાનો બસ કરો બસ કરો મારી પ્રતિજ્ઞા પુરણ થઈ છે.

જે સ્થળે ધીંગાણુ થયુ તે સ્થળે મરણ પામેલા ૮૪ પાવરીયાઓ છે હાલમાં તો તે છીન્ન ભીન્ન થઈ ગયા છે તેથી તેમાંથી પાવરીયાની સંખ્યા કંઈક ઓછી થઈ ગઈ જોવામા આવે છે

ભાગી છુટેલા રબારીઓ રસ્તામાં વાતો કરતા જાય છે

હોથીડા ! મેરના જુવાનોએ તો ભારે કરી નથુના કટંબ નોતા સોથારાજ વાળી નાખ્યો ગલા ! તું તો નથુના કટંબની વાત કરે છે પણ બીજા રબારીયુ પણ ઘણાય મરાઈ ગીયા

હોથી ! હવે ઈતા જાણે ઠીક પણ હવે આપણે કાઉ કરવુ ! આપણીગે નાતતા મોટી ઙે. મારા મનમા તા ઈમ થાય છે, કે.

રબારીયુએ ભેગા થઈ કુછડીના મહેરનો ઘાટ ઘડી નાખવો કુછડી ગામમા મેરનુ નામ ન રીયે એવું કરી નાખીએ તો કીમ ! તુ ડાખરાઈની વાત કરછ પણ મને તો એમ લાગે છ કે મેર હારે વેર વધારવામ માલનથ અટલા જવાનો મરાણા ઈજ બસ છે.

ગલા ! તુ આની મોરપની વાતુ તો કાઉ કરછ ! મને ઈ તારી વાત સું ગમતી નથ. તયેં તુ હવો માટીઆઈ વારો હતો તયે સાકરીને

ધાબ્રશે નેંઇ બધુ પડનું મેલીને ભાગ્યો કીવા સારૂં ! બધાય મેરછ વતે છવના વધા ગીયા તી એકને તા પાડી લેવો તાં !

ગલા ! તારી વાતતાં ઘણી સાચી પણ મને તા સાનગભાનમાં ન ઇ ને મેર ઓચીંતા ત્રાટક્યા પછી તા ભાગુ ન ઇ તા તો છવનો જાઉં મને તા ઈ ટાંણે કંઇ ન સુઝ્યું. રબારીઓનો સોથાર વાળી નાંખ્યો તા સુધી તને ખબર નહિ ! આવી નાખી દીધાની વાતુ કઉ કરછ.

ગલા ! ભાઈના સમ હું ખોટું બોલતો નય અણે તાં નીંદર ચડે અઇ તી કંઈ મોયાં ન રઇ મારી પડખે ના રબારી ઉપર જયેં લાકડીયુની ભડા ભડી બોલવા લાગી તયેં ખબર પડી પછીતા મેં ભાગવાનીજ કરી. પણ હવે જો નાત ભેળી થઈ ત્રીફ બાંધે ને કુછડીયા મેરની જો બરાબર ખબરૂ લીયે તો તા મલકમાં વાતુ રહી જાય નકણ આમાં તાં મેરૂએ રબારીની નાતને હાલવા જીવું રાખ્યું નય. આમાં તારો કે મારો વસાર કામ ન આવે આપણે ઓડદર જઈ ભુરા આતા પાસે વાત કરીએ ભુવો આતો ડાયુ માણુસ છે તી ઇ બધી વાતનો ત્રોડ કાઢશે આપણે ઠાલા ડેફા મારીએ ઈ કામ ન આવે. કુછડીયા મહેર હામાની થોડી વંશાવળી આંહી બતાવી છે.

મેણંદનો રામદાસ તેનો અરજન તેનો ભીમો તેનો જુડો તેનો અરજન તેનો ગોદો તેનો નરબદ તેનો હામો હામાના વંશના કુછડી ગામમાં હજી પણ મહેરો છે.



# વણુઘો શીકારી

વણુઘો મહેર પોરબંદર તાબે બખરલા ગામનો રહેવાશી રાજશાખા વંશનો. બખરલામાં થોડી ગરાસની જમીન હતી તેમાં તે ગુજરાન ચલાવતો હતો, અને સુખમાં જીવન ગુજારતો હતો. વણુઘાને જુવાન અવસ્થામાંજ શીકારનો શોખ લાગ્યો જામનગરીથી ફુટે તેવી આરબી બંદુક રાખતો હતો ઘણી વખત સાંજના તેના સાથીદારો સાથે શીકાર કરવા જતો તેના સોબતીઓ પણ શીકારના શોખીન હતા તેઓ પણ બંદુક રાખતા એક વખત એવો પણ હતો કે મહેર ગરાસીયાના ઘણા ખરાના ઘરમાં ઢાલ તલવાર બંદુક બરછી વીગેરે રહેતાં સમય સમયનું કામ કર્યે જાય છે સમય જતાં જતાં આજે મહેર વરરાજાને રાખવા માટે કોઇ કોઇ વખત તલવાર મેળવવી પણ મુશ્કેલ પડે છે એ પણ સમયની બલીહારી છે.

વણુઘો શરૂઆતમાં હરણુ (કાળીયાર)નો શીકાર કરતો રોજના અભ્યાસથી આરબણુ બંદુક એને એટલી બધી ફાવી ગઇ હતી કે દોડતા હરણુને પણુ પાડી લેવા વણુઘો ફતેહમંદ થતો વણુઘાની બંદુકની ગોળી છુટી એટલે એનો ઘા ખાલી તો જાય જ નહિ એક વખત શીકારની શોધ માટે તેના ભાયબંધોની સાથે બરડા ડુંગરમાં ગયા

ડુંગરમાં ફરતાં ફરતા એક વાઘ ઉપર દીપડાએ છલંગ મારી એ વણુવાએ તથા તેના મીત્રોએ નજરે જોયું ગાયને કેમ બચાવવી એનો વીચાર વણુવાએ એક ક્ષણમાં જ કરી લીધો વણુવાએ પોતાની બારબણુ બંદુક ખભે ચડાવીને વાઘને (બંદુકના ઘોડાને) ચાપ્યો બંદુકની ગોળી સનનન કરતી દીપડાના કપાળમાંજ પેસી ગઈ દીપડો ચતોપાટ પડી ગયો વણુવો પોતાની બંદુક ભરવાના મનમાં રોકાણો દીપડાએ ત્રાડ નાખી વણુવા પર છલંગ મારવા કોશીશ કરી પણ બંદુકની ગોળી પુરી લાગવાથી દીપડો પાછો જમીન ઉપર પડી ગયો વણુવાએ જાણી લીધું કે ના પુરો લાગ્યો છે એટલે નજીકમાં જઈને બંદુકનો કુંદો માથામાં માર્યો વણુવો મનમાં મોહર્યો બેઠું ઝાડ હવે ઉચા નીચો મોઉ થાય તાગ જેવા તો ઘણાય દીપડાના પ્રાણ લીધા છે

બખરવાના મહેર અરજન નથુ તે વણુવાનો ખાસ ભાયબંધ શીકારમાં બેઈ જણું સાથે જાય વણુવા શીકારીની સંગતથી અરજન પટેલનો બંદુક પર સારો કાબુ હતો અરજન પટેલનો પણ ઘા ખાલી ન જાય બન્ને જણાને સાથે શીકાર કરવામાં અને હરવામાં ફરવામાં બહુ આનંદ આવતો હોવાનું બેઉને બહુ સારૂ બધાણું સીમમાં શીકારે જાય તો પણ હોય તો તેની સાથે હોયજ વણુવા પટેલને ચડતાં ચાલતા કે દોડતા દોડતા બંદુક ભરી લેવી એનો એને ઝારો થાય રોજનો અભ્યાસ થઈ ગયેલો એટલે બંદુક ખાલી થાય કે તુરત ભરતા વાર નજ લાગે અરજન પટેલનો વણુવો પટેલ કુરબી થાય.

વણુવો દીપડાનો વાઘને વખતે શિકાર કરતો તેથી જગત ખાતાના નોકરોએ એના ઉપરી અમલદારો મારફત મહારાણા શ્રી ભાવસિંહજીને ખબર પહોંચાડી કે ગબ્બરનો રાજ શાખા મહેર વણુવો બરડા ડુંગરમાં દીપડા મારે છે

મહારાણા ભાવસિંહજી બાપુ દીપડાનો શીકાર બહુ કરતા તેમને

દીપડાનો શીકાર કરવાનો શોખ હતો.

રાજ્યમાં કોઇ યુરોપીયન સરદાર કે કોઈ ગજા મહારાજા મહેમાન થઇ આવે ત્યારે ભાવસિંહજી બાપુ તેમને શોકારની સેનગાહ કરાવતા અને એ માટે બરડા ડુંગરમાં ખભાળા આગળ બંગલો બંધાવ્યો હતો.

મહારાણાશ્રીને ખબર પડી કે વણુો દીપડાનો સંહાર કરે છે એટલે તેને બોલાવવા હુકમ કર્યો ઘોડેશ્વારને હુકમ થતા બખરલા આવ્યો અને વણુા પટેલનો તપાસ કરતો કરતો અરજન પટેલને ઘેરે આવ્યો અરજન પટેલ તથા વણુધો આતો બેઠા બેઠા હોકો પીએ છે પાસે બે ત્રણ મહેર ભાઈઓ ઓસરીમા બેઠા છે

વણુધા આતાને જો જો શોકારની વાતો કરવાની હોય તો બીજું કઇ ગમે નહિ તેઓ ઓસરીમા બેઠા બેઠા વાતો કરે ને ત્યા અરજનનો સાથી થાળીમા પાચ છ પ્યાલા ચાના લઈને આવ્યો ચા પીવાનો વીચાર કરે છે ત્યા ઘોડાના ડાબલાનો અવાજ આવ્યો દરેકના હાથમા પ્યાલા છે પણ નજર રસ્તા પર જાય છે ત્યા તો સ્વાર આવ્યો ને બોલ્યો, વણુધો શિકારી કેનુ નામ? મારૂ નામ કાય? વણુધો બોલ્યો· વણુધા પટેલ, બાપુ બોલાવે છે.

કોણે મણે?

હા, તમને.

મારૂ વળી કાઉ કામ પડ્યુ?

હતો ત્યા આવો તો ખબર પડે.

ઠીક લેતે હતો આવશે, વોડેશ્વીતો હેંકો ઉત્તર, ચા તૈયાર છે તો પી લે અરજન પટેલે ચા પીવાનો આગ્રહ કર્યો.

સ્વાર ઘોડાથી હેઠે ઉતર્યો અને ઘોડાની લગામને ઓસરીની જાળીના સળીયા સાથે બાંધીને બન્ને જીનના પેગડા જીન ઉપર નાખ્યા અરજણ પટેને તેને માટે ગાદલી મંગાવી.

સ્વાર ચા પીધો, હોકો પીધો, સ્વાર જવાને માટે તૈયાર થયો.

અરજન પટેલે સીગમણુ કરવા આગ્રહ કર્યો.

સ્વારે કહ્યું કે, મારાથી રાકાવાય નહિ મારે વણધા પટેનને તેડી તરત જાવું જ જોઇએ.

આજ ને આજ મારાથી તો નહિ અવાય. વણધા આતાએ કહ્યું

પતો હવે તમે જાણો મને તો બાપુનો હુકમ છે, ઇ પ્રમાણે કહું છુ.

જે દી વાડીમાં કોસ હાંકવાનો છે તી બાપુને જાહેર કરજો કે, બે દી પછી આવીશ. બાપુ તો દુલે ગજા છે, પરદુઃખ ભંજન છે

તારૂ નામ શઉ ?

મારૂ નામ રૂપસિં.

રૂપસિં, મને કીવા કામ સારૂ બોલાવેછ, ઇ કઇ ખબર ?

ખબર તો નથી પણ ધારૂ છુ કે તમે હમણા દીપડો માર્યો એ માટે બોલાવતા હશે

લે બોલ્ય ! દીપડો માર્યો તી ઠીક કર્યું કે ઠીક, એમા કઇ રાજનો ગુન્હો કર્યોછ ?

વણધા પટેલ ! ગુન્હો તો સાડી સાત વખત. દીપડા મારવાનાં

તો સખત મના છે.

ઈ આંય કેને ખબર છે ? દોરને કે ગાયુને મારી નાંખે ઇ નજરે જોયેં તોય દીપડાને જાવા દેવો !

હા. જાવા દેવો જોઈએ, મરાય નહિ. પણ બાપુને ખબર અપાય અને બાપુ એનો શિકાર કરે.

ઇ કામ ભારી બઈ ? બાપુએ ન માર્યો ને મેં માર્યો તી ઈતાં ઠીક કર્યું કહેવાય ને ?

હવે ઇ બધી વાતુ તારે બાપુ પાસે કરવી હોય ઇ કરજે.

બાપુ પાસે વાતુ કરવામાં કાંઉ વાંધો છે ? બાપુ તાં આપણા માવતર છે ને !

ઠીક લ્યો રામરામ.

પટેલ, વહેલા આવી જાજો. નકણ ઠપકો જડશે.

બેઉનો રાત દી ઠપકા સાંભળવા જ બેઠા છ ના ?

દરિયા કિનારાના રાજમહેલમાં એક વિશાળ દિવાનખાનામાં એક પઝીયેર ઉપર મહારાણા બાપુ ભાવસિંહજી બીરાજ્યા છે. સામે ગલીચા ઉપર કેશવભાઇ હજુરી. રાણુવાવના સૈયદ મુસ્તફામીયાં તથા બીજા હજુરીવા બેઠા છે.

મહારાણા બાપુએ સેફેન લેંગો, સફેદ પેરણુ તેના પર મખમલનો ઝીક ભરેલો કબજો તથા માથે ઝીક ભરેલી મખમલની ટોપી પહેરેલી છે, મહારાણાની મુખમુદ્રા અતિ પ્રફુલિત છે.

બાપુ ! ભારવાડાના પટેલને ત્યાં શેરડીનો વાડ પીલાય છે તો આપ નામદારને ત્યાં પધારવા માટે વિનંતી કરવા આવેલ છે.

બોલાવો, તેને આંહી આવવા દીઓ.

ભારવાડાના પટેલને બોલાવી કેશુભાઇ હજુરી આવ્યા.

પટેલે બે હાથે તાજમ કરી, કહ્યું કે, બાપુ, રામ રામ.

રામ રામ પટેલ બાપુએ પ્રેમથી હસતે મોઢે જવાબ વાળ્યો.

કેમ પટેલ ! કયારે આવ્યા ?

બાપુ, હમણાંજ આવ્યો બાપુ મે થોડી શેરડીનું વાવેતર કરેલું હાલ વાડ પીલવો છે તો મારા મનમાં થયું કે, બાપુ પગલાં કરે તો ભારી આનંદ થાય.

પટેલ, તમોને તકલીફ થઇ પડશે સેરડી થોડી આંહી લાવ્યા હોત તો પણ ચાલત.

બાપુના પગલાં અમારે ત્યાં કયાંથી ?

ઠીક તમારો પ્રેમ છે તો આવીશ કેટલાક દીવસ સેરડી પીલાશે !

બાપુ, પંદર વીશ દીવસ તો હજી વાડનું કામ ચાલશે.

ઠીક ત્યારે હું અકવાડીયામાં જરૂર આવીશ. અગાઉથી ખબર મોકલાવીશ. બહુ સારૂ બાપુ'

કેશુ! એને રસોડે જમાડીને પછી જવા દેજે.

બહુ સારૂ બાપુ !

બાપુ! બબરલાના વણુધો શીકારી આવેલ છે.

બોલાવો એને. બાપુ રામરામ. વણુધો પટેલ બોલ્યા :

વણધા પટેલ બેસો.

વણધા! મે' સાંભળ્યું છે કે તમો શીકાર બહુ કરો છો.

હા બાપુ! શીકાર કરવા તો કોઈ કોઈ વાર જાઇએ હરણીમાં સસલાં મારીએ?

વણધા! તમે દીપડાનો શીકાર કરો છો એ સાચી વાત બાપુ? વાતતાં સાત સાચી! બાપુ પાસે ખોટુ તો નજ બોલાય. એક વાર હું ડુંગરમાં જતો તો ત્યાં એક ગાય ઉપર દીપડાએ તડાપ મારી ને મારૂં ધ્યાન પડ્યું. જરાક વાર લાગે તો તો ગાયમાતાને ચુંથી નાંખત. પતાં ટાંસકે હુ ત્યા હતો. બદુકનો અવાજ કર્યો. ગલોલી લાગ્યા ભેશ તા જઇ પડયો ઉધો.

વણધા! તમે મેદાનમા ઉભી ધા કર્યો? બાપુ ઇ વખતે કંઇ ઓથ ગોતવામાં ટેમ લગાડું તો તા ગાયને પાડી હયે. મે' તો ભગવાનનુ નામ લઇને બંદુક ઠોકી. એક ધાંએજ દીપડાના રામ રમી ગયા.

વણધા! દીપડાનો શીકાર કરવાની રાજ્ય તરફથી સખ્ત મના છે. એ છતાં કોઈ કસુર કરે તો રાજ્યનો ગુનેગાર બને છે, એ ખબર છે ને?

બાપુ! ઈ મણે કાંઉ ખબર કે ગાય માતાને બચાવવા જતા ગુનામાં આવી જવાનું હશે. રાજ્નો એવો હુકમ હશે. ઇતો મને ખબર નહિં ગાયમાતાને બચાવવા જતાં કંઈ શીક્ષા કરવી હોય તો તમે ધણી છો જી. શીક્ષા કરવી હોય ઈ કરો ભોગવી લઇશ!,

નજરોનજર ગાયને મારતાં દેખીયે અને ઉભા ઉભા જોયા કરીએ. ઈ કંઈ હીન્દુના દીકરાનું કામ છે ?

ગાયને બચાવતાં ભલેને ફાંસીને લાકડે ચડવું પડે ! ગુન્હો કરીએ તો સજા પણ ભોગવવી પડે ! પટેલ ગાયને બચાવી એ તો તમે સારૂં કામ કર્યું છે. આ વાત સાંભળી હુ ખુશી થયો છું. વળી તમારા શરીરના બચાવ માટે કંઈ પણ પ્રકારની ઓથ વગર ખુલ્લી રીતે મેદાનમાં ઉભીને દીપડાને મારવા હીમત કરી તે માટે હુ શાબાશી આપું છું. કેશુભાઈ દેવાભાઈ કોઠારીને કહો :વણુધાને બક્ષીશના (૨૫૧) રૂપીઆ આપે.

વણુધા પટેલ! હવેથી જ્યારે હું દીપડાને શીકારે જઈશ ત્યારે તમને સાથે ગખીશ. તમારા જેવા હીમતવાન માણસોની એવા શીકાર વખતે જરૂર પડે છે.

બાપુ ! જયે બોલાવશો તયે જરૂર આવીશ.

બાપુ! આ ઇનામ આપવાની કાંઉ જરૂર છે. તમે મને શાબાશી આપી ઇ બસ છે. મને તો પેટમાં ફાર (બીક) હતી કે બાપુને કોઇ અવરૂં સમજાવી દેશે તો મારા શું હાલ થાશે. તો તો મારી વાત સાંભળી તમે રાજી થીયા ઈ કામ તો ભારે ઠીક થયું.

વણુધા પટેલ આંહી દરબારમાંથી એક બંદુક તમને ગમે તેવી આપું ? બાપુ! મને મારી આ આરબણુ બંદુક બહુ હાથ બેસી ગઈ છ. ઇ કારતુસવારી બંદુક મને ન ફાવે. એમ હોય તો થોડોક વીલાયતની દારૂને કેપ આપવાનો હુકમ કરજો. અમે તો અમારે હાથે બનાવી લઈએ છ. પણ ઈ કઈ વીલાયતી દારૂ જેવો થાય.

મુસ્તફા મીયાં ! છ બાપુ ? વણુધા પટેલને એક દારૂનો રતલનો ડબો અને કેપની એક પેક બંધ ડબી અપાવશો. બહુ સારૂ બાપુ!

' વણુધા પટેલ ! તમારૂં તો કામ થઇ ગયું. હવે હરણીયા અને સંસલા મારો જ કરો !

અરે ભાઇ ! બાપુએ ના પાડી. હવે ડુંગરમાં શીકાર કરવા જવાય ? ઇ તો કોક દી બાપુ દીપડાનો શીકાર કરવા જાય. તયેં આ દારૂને કેય કામ લાગે. એમ આપઘડ વાપરી નંખાય ?

વણુધા પટેલ ! દીપડાનો શીકાર કરવામાં તો તમે ભારી હીંમત કરી. ભાઇ ! હીમત વીના કોઇ કામ થાય જ નહિ હાય ! દીપડો મારી નાંખશે તો ! એવી બીક રાખ્યેથી દીપડાને મારો શકાય નહિ. ઈ તો દીપડાને પણ એમ થઇ જાય આ આપણો શત્રુ આવ્યો છે.

ઠીકલ્યો બાપુ રામ રામ એમ કહીને રાજ મહેલ બહાર વણુધો નીકળ્યો, પટેલ આવજો.

મુસ્તફા મીયાં હજુરીએ વીનેક કર્યો. રાજ મહેલની બહાર વણુધા પટેલને રસોડે જમવા તેડી જવા માટે રાહ જોઈ પટાવાલો ઉભો તેણે કહ્યું કે વણુધા પટેલ રસોડે જમવા હાલો !

જમવાનું તો હવે ઘેર જઈને ? વણુધા એ કહ્યું. પટાવાલો કે પણ બાપુનો હુકમ છે ?

ઇ હુકમ ભલે હોય જમવાની વાત કરજેમાં આપણુને આંહી જમવાની સંખાઈ ન આવે ઇ તાં ભલા આપણે અને ભલું આપણું ઘર શીરામણુ ટાણું થાશે તો તો પોંચી જાઇશ. ત્યાં ખાઇએ ઇ પણ બાપુનું જ છે ને ? ઘેર પણ બાપુના પરતાપથી સૌ રૂડાવાના છે.

વણુધા પટેલ, તમે પોરબંદર બહુ આવતા જતા નહી હોય. આપણે પોરમાં આવવાનું બહુ મન નથાય ન છુટકે આવવુ પેડ પોરમાં રાત કાઢવી ઇ તો ન છુટકે કાઢવી પડે શહેર કરતાં તો ગામડા સારા ઇ

વાડીયુની મજા ઈ વાફાર (શુદ્ધ પવન) ઈ ત્યાંના પાણી ? માંણા હોય ને ! ઈ પણ વગર દવાએ ખુંટીયા જેવા લોકડા થઈ જાય.

લીઓ રામરામ.

વણુશા પટેલને મનમાં બીક હતી કે રાજ્યના હુકમ વગર દીપડાને મારી નાંખ્યો તે રખેને મારી બંદુક લઈ લીએ પણ મહારાણા સાહેબે તો બંદુક લઇ લેવાને બદલે વીલાયતની કારતુસવાળી બંદુક આપવાની કૃપા દર્શાવી તેથી વણુશે પટેલ બહુ હરખાણો અને આનંદમાંને આનંદમાં ત્રણ ગાઉનો પંથ કરી ખખરલા પહોંચી ગયો આજે એ વણશો હૈયાત નથી પણ તેનો સાથીદાર પટેલ અરજન નથુ હૈયાત છે તે વૃદ્ધા અવસ્થાએ પહોંચેલ છે છતાં પણ બંદુકનો શોખ એવોને એવોજ છે. અગાઉના વખતમાં તો દરેક મહેરો બંદુક તલવાર, ઢાલ એ રાખતા આજે એ જમાનો અન્લાય ગયો છે.

## મહેર કીર્તિ કાવ્ય

મહેરના વડાઓએ ઘણા ઘણા બહાદુરીના કામો કરેલા છે. એની વીરતાના ગુણગાન ઇતિહાસને પાને બહુ લખાએલ નથી મહેરોનો ઇતિહાસ તો હજું દટાએલો છે એ દટાએલા થરોને દૂર કરવામાં આવે તો ઘણો ઇતિહાસ મળે આ નીચે મહેરોના બાપ દાદાઓએ અનેક પ્રસંગે વીરતા બતાવી છે તેના યશોગાન (કવીતા છંદ દુહા) આંહી રજુ કર્યાં છે.

### પરમપૂજ્ય પરમવંદનીય સ્વામીજી શ્રી આત્મપ્રકાશજીનું યશોગાન

(પૂર્વાશ્રમ નામાંજુનભાઇ) તા. ૨૭-૧૦-૪૫

જ્ઞાન મેં તો મહાન માંન દેખ્યો નાં જહાન માંરે
સંત શ્રેષ્ટ આત્મ પ્રકાશ વિજ્ઞાની બખાનું મેં
શશી સમ શીતલ ચીત પર ઉપકાર પ્રીત
ઉદ્ધારક મહેર કો જવાંમર્દ જાનું મેં

વિદ્યા હે મહાન દાન બોર્ડીંગ મહેર સ્થાન
પોરબંદર આપ કૃપાં પ્રેમથી પિછાનું મેં
ભને ધનરાજ જીન્હા વર્ણવું સુજશ સદા
મહેર કો મુગટ મણી આપકું તો માનું મેં

ક્ષત્રીવટ સમશેરથી વંકા વાળે વેર
ધર્મરક્ષક ધરાપરે મર્દ મોટા મેર

મહેર ચોરાશી મહીપરે ગહદેરા ગુણવાન
બિરદ સંભાર્યો બાપરાં મહીપતે દિના માન

સદા ચીત્ત નીજ સ્વરૂપમેં ગ્રહો નિગમ કો જ્ઞાન
પૂજ્ય આત્મપ્રકાશ હે પામ્યા બ્રહ્મકો ધ્યાન

સિતલ ચિત અમીત અનુપમ
જ્ઞાનિ વિશેષ વિશુદ્ધ અપારો
સુંકૃત મુલ અતુલ ઉતક્ષણુ
આનંદ રૂપ અમુલ તિહારો
ગો દમ દ્રઢ દયા દિલ ધિરજ
ઉત્તમ યોગ અચલ સુધાર્યો
ધન્ય પ્રતાપ કહે ગુરૂ આતમ તે
રાવરો નામ હે મોક્ષ કો દ્વારો

મેવાડ વતની કવીરાજ પ્રતાપદાન

## ભડ વીર કાળવાના પુત્ર વેજાનાં કવીત તથા તેની વીરતાની થોડી હકીકત

ઓડદરના કાળવા મહેરની વીરતા ભરેલી કથા મહેર જવાંમર્દ ભાગ ૧ લા માં આપેલી છે એમનું શૌર્ય હિંમત નિડરતા વીગેરે ગુણોનું વર્ણન લખેલું છે તે કાળુનો પુત્ર વીર વેજના બે કવીન મળ્યા છે તે આંહી લખ્યાં છે ઓખા મંડળના બહાદુર વાઘેરાએ પોસીતરાના ગઢમાં કાળુ મહેરને આશરો આપી તેનું રક્ષણ કરવાને જ્યારે વાઘેરાએ જુનાગઢના સૈન્ય સામું ધીંગાણું કર્યું તે વખતે કાળુનો પુત્ર વેજો પણ પોસીતરાના ગઢમાં તેના પીતાની સાથે પોસીતરાના ગઢમાં હતો.

વેજાની ઉમર તો બહુનાની હતી તેથી તેના પીતા કાળુએ સલામત છટકી જવાને માટે વેજાને ઘણું ઘણું કહ્યું પણ પીતાને લડાઈના મેદાનમાં મુકી ને પુત્ર ચાલ્યો જાય એ ક્ષાત્ર ધર્મથી વીરૂદ્ધનું વર્ણન કહેવાય પણ પીતાએ જ્યારે વેજાને પોતાના ઇષ્ટ દેવના સોગન આપીને કહ્યું કે વેજા ! બાપ દીકરાએ અંહી સાથે મરવું તે કરતાં તો આંહીથી ચાલ્યો જા અને સમય આવ્યે તું તારૂં પાણી બતાવજે હજુ તારી ઉમર નાની છે માટે તું તુરત નાકા બારીમાંથી ગુપ્ત રીતે નીકળી જા રાતનો સમય છે તો પહેરેગીરોને ભુલ થાપ ખવરાવીને નીકળી શકશે. સુર્યનારાયણનો ઉદય થયા પછી દીવસ ઉગ્યે તારાથી નીકળી શકાશે નહી વળી નવાબનું લશ્કર જબરૂં છે તો લડાઈમાં પણ આપણે જીતીએ એમ નથી માટે મારી આજ્ઞા માનીને તુરત રવાના થઈ જા પછી તો નવાબનું લશ્કર છે ને હું છું. '

કાળુ બાપા ! જે વાઘેરાએ આપણને કંઈ પણ ઓળખાણ નહિ છતાં એક ખરા ખરા મર્દ બચ્ચા ને શોભે તેવો ગુણ બતાવી આપણા માટે નવાબ સાથે વેર ઉભું કર્યું એટલું જ નહિ પણ આ લડાઈમાં વાઘેરાના કંઈક વીર પુરૂષોના મરણ થશે તો આપણે ખાતર અને

પોતાના વટને ખાતર જે વાઘેરો મરવા તૈયાર બન્યા છે તેની હારે ખભે ખભો મીલાવીને નવાબના લશ્કર સાથે સામનો કરવો જોઇએ તેને બદલે હું નાશી જઇશ તો દુનીયામાં શું મોઢું લઈને ચાલીશ દુનીયા મને ધીટકાર આપશે આપણા મહેર ભાઇઓ કહેશે કે વેજો મરવાની બીકે પોતના બાપને તથા તેને મદદ કરનાર વાઘેર જુવાનોને મુકીને ધીંગાણામાંથી ભાગી છૂટયો.

બાપા! આ મેણાં મારે જીંદગી સુધી સાંભળવા પડશે, એના કરતા બાપ દીકરાનું આંહી સાથે મોત થય તેમા હું બહુ રાજી છું. બાપા! તમે મને નાની ઉમરનો ગણો છો પણ મારો ઝપાટો જોઇ લેજો. શુરવીર પિતાનો બાળક નિર્માલ્ય અને બીકણ ન જ હોય.

મને આજ મારી ઉમેદ પૂરી કરવા દીઓ એ નવાબના લશ્કરને મારે બનાવી આપવુ છે કે એક મહેરનો નાનો જુવાન કેવી ગડ બોલાવે છે.

વેજા તારી વાત સાચી છે, પણ અટાણે વાતો કરવાનો સમય નથી. કાળવાના દીકરાની કોઇ વાતુ કરે જ નહિ સૌ જાણે છે કે, કાળવાનો દીકરો બીકણ હોય જ નહિ દુશ્મનથી ડરીને રણમેદાન-માથી ભાગે જ નહિ. વેજા એ ફીકર કર મા ઈ વિચાર મનમાંથી કાઢી નાખ. અને હવે વખત ન લગાડતાં જલદી ગઢમાથી સલામત નીકળી જા.

વેજાને તેના બાપે બહુ બહુ સમજાવ્યો ત્યારે બાપનું વચન ન ઠેલવુ એમ ધારી કચવાતે મને વાઘેરોના જુવાનોનો ઉપકાર માન્યો અને વાઘેરોને કહ્યું કે, તમારી હારે લડાઇમા ઉભી તમારી હારે મર-વામાં મને આનંદ આવત અને તમે જેમ તમારો શરણુ આવેલાનું રક્ષણ કરવું એ ક્ષત્રિ ધર્મ બજાવવા માટે જે બલીદાનો આપવા તમો સહુ ઉભા છો. તે જ પ્રમાણે મારો ધર્મ પણ પાળવો જોઈએ.

મને પણ મારો ધર્મ વહાલો છે, તમોને રણસંગ્રામમાં મુકી ચાલ્યા જવું એ મારો ધર્મ નથી, પણ પિતાની આજ્ઞા પાળવા ખાતર તમારાથી હું જુદો પડું છું તો માફ કરશો.

વાઘેર જુવાનો ! તમારા ગુણ તો કદિ ભુલાય એમ નથી.

ભાઇઓ ! અહીંથી હું હાલ તો સમાને માન આપી જાઉં છું, પણ વખત આવ્યે આ વેરનો બદલો કેવો લઉં છું તે તમો સહુ જોશો.

વેજો તેના પિતાને પગે લાગી વાઘેરોના જુવાનો હારે રામરામ કરી જલદી નાકાબારીમાંથી નીકળી જવાને તૈયાર બન્યો અને લાગ જોઇ કીલ્લા બહાર નીકળી રવાના થયો.

કાળવો યુદ્ધમાં મરાણો તેમના પુત્ર વેજાએ મોટી ઉમરે તેમના પિતાનું વેર લીધું તે પ્રસંગના કાવ્ય.

સોરઠો

હનુમંત હેકાહેક જેની લંકાગઢ લુંસઇ
વદણુ શર વીસેક તે કંધ જુનાગઢ વેજડા.

અર્થ—હે વીર વેજા ! જેમ શ્રી હનુમાનજીએ અતુલ પરાક્રમ બતાવીને જેમ લંકાની કઢંગી હાલત કરી તેમ તું જ્યારે વેર લેવા ગયો ત્યારે કંધકના શીર વાઢ્યાં.

કાળુઆ હર સો ભલા નત જુનાણે જાણ
ભાક્ષારા કુળ ભાણ વજે તું હારા વેજડા

અર્થ—હે કાળુના પુત્ર તું તો તારા પિતા કાળવા જેવો જ વીરતામાં

ભલો છે, તું પણ તારા બાપના જેમ જુનાગઢ પહોંચ્યો ખરો !

ભાલાને ધારણ કરવાવાળા કુળના ભાણ :( સુર્ય ) તેં પણ સારી વીરતા બનાવી.

પનચરો કેશર પીયે શરે ધરીયું રૂપ
કંઇ ભાલાળા ભુપ વશ તેં કીધા વેજડા
વેજે જે વંકા તણા મરડી બાધા માશ
વળે નહી પાછા વાલ કેદીએ કાળુ રાઉત.

અર્થ—કંઇક શરવીરોના પરણે માશ પડાવ્યા, તેઓના મનમાં એમ હતું કે વેજાએ લીધેલો માશ પાછો પડાવી લેશું, પણ તે તો વાલ જેટલો પણ માશ પાછો આવ્યો નહિ. હે કાળુના દીકરા ! તારી પાસે આવવા કોઇની હિંમત ચાલી નહિ.

## ગીત

ચડે ફોજ વેરી તણી, નાર દાગે ચડે
જાત્ર માંહી સરી, ન તો જાવે
ધણી ઇડર તણો, ઘણો લાગો ધડક
આંબસે વેજડો, નહિં ઘેર આવે
ભરે થાળ મોતીનો, વધાવે ભાણને
નેણ ભર નીંદરા, સુખે નાવે
ઉકરે રાણીયું, સેજથી અળગીયુ
આણે કિન્તાર, તો ઘરે આવે
સોળહી આભરણા, ઉત્તરે સજ્યાં
મોતી યાં હાર, શણગાર માંહી
નસે વેજડો આંબસે નાથને
તો હું હવે કણી, પર રહાં બાઇ

અર્થ—હે કાળુના વીર પુત્ર ! તારી સામે તારા વેરીઓની ફોજ ચડે અને તારી સાથે તેનો ભેટો થાય છે. ત્યારે તારી એને બહુ બીક લાગે છે, રણીઓનો પતિ તારી સાથે યુદ્ધ કરવા જાય છે. ત્યારે રાણીઓ મોતીનો થાળ ભરીને શ્રી સૂર્યનારાયણની ઉપાસના કરે છે. અને પોતાનો કંથ હેમખેમ ઘેરે પાછો આવે તેવી આર્થના કરે છે, પોતાના પતીની ગેરહાજરીમાં રાણીઓ બીછાનામાં સુની હોય ત્યાં તાગી ઓચ્થી ઝબકીને જાગી જાય છે. અને બીછાનાનો ત્યાગ કરે છે. અને ફીકર કરવા લાગી જાય છે કે, મારા ધણીને વેજા સાથે ભેટો થીઓ હશે. તો મારા ધણીના શુ હાલ થશે મારા પતીને વેજો સલામત ઘેરે પાછા આવવા દેશે કે કેમ ? એવી ફીકર રહ્યા કરે છે સોળ શણગાર સજેલા હોય, મોતીઓ, હીરાના અલંકારો ધારણ કર્યા હોય પણ ફીકરમાં એ અલંકારો અગ્નીમાં કરે છે મતલબમાં એ વસ્ત્ર અલંકારો પહેરવામાં આનંદ આવતો નથી. વળી મારા પતીને વેજા સાથે યુદ્ધ કરવાનો મોકો આવશે ત્યારે જો કંઈ અનીષ્ટ પરિણામ આવ્યું તો પાછળ મારી શુ દશા થશે આવી આવી ફીકરમા નીદ્રા દેવીનો ત્યાગ કરે છે

વેજાના પીતા કાળવાની હકીકત. સોરઠી તવારીખ એ નામના પુસ્તકમાં પૃષ્ટ ૧૯૬ માં લખેલી છે તે જોતા. કાળવો ઈ. સ. ૧૮૩૨માં થઈ ગયો છે.

## વેજા કાળવાનું ગીત.

વડે આર્નાયો ઉમરે મહેર તો વંકડા
ખાગબળ ઝુઝે નકો ખારો
અંગ ઓનાળાને સોળ ઉદમા દીપલ
વેજડો ધરારો હેક વારો
જામખાના લગણ સુમરા જાણીયો
વળે લગ કાડીયેં હુદો વાંકો
આદી ઓખો ને મંગળા પર એટલે
સોડ કાળુ તણા તુજ સાકો
મહેરરા રૂપ તું રાણ દળ મોવડી
ધજા બધ ગામડાં કંઈક હાળે
આભ પર ચડીગો નીર ઓડેદરા
થાપ થાટા મળ્યે મોર થાયે

ઉમરે–ઉમરાવ
વંકડો–બહાદુર
ખાગબળ–તલવાર ચલાવવામાં બળવાન
ઝુંઝે–લડે
સુમરા–(ઓડદરનો રહેનાર મહેર)
નકો–નક્કી
ઓખો–ઓખામંડલ
ખારો–પાણીયારો
સોડ કાળુ તણા–કાળુના પુત્ર
સાકો–બીક, ધાક
મહેરરારૂપ–મહેર નાતનું રૂપ
દળ મોવડી–લશ્કરમાં આગળ ચાલનાર
નીર–પાણી
મોર થાયે–આગળ થાય

## મહેર લાખા હેમાળનું ગીત.

ડંકા બાજ્યા અટંકા ભલો ભલો કહે દણી
પૃથ્વિ મોટા ભૂપ આગે વધીયાં પ્રમાણ
સોરઠ હાલાર કચ્છ માળવા આગરા સુધી
રાજવી બરડે જાણે જેઠી .ભોજ રાણા
સંઘરા ધણીરી બીડે દાતા ગીરનાર સોયે

હલકારે શર ભેળા ગહ્યો રામે હાથ
લોહરી એડીસુ ભુકા શત્રુરી આમળે નાકા
નસેંહી સહાયજ લાખા ગોરખનાથ
સવત ૧૯ સરે મોહણે ચૌદરા સોયે

પોષ સુદ બુધવાર સાતમ પર્હન
જામરી ગાદીએ થીભો રણમલ તણોજકે
ભલો ભગવાનજી હો પ્રધાને ભણુંત
સતન ગજસી તણો અખાડે ઓનાડ સદા
ભાંજણો જે કોટ ગઢાં જાણેહી ભૂપાળ
હરો હી સામળા તણો ઇડરીયો વડે હાથે
પણ ધારી ધાસું જીતો પાંથવા કો પાળ

જેઠી—જેઠવા
બીડે—મદદે
ભુકા—ટુકડા કર્યા
અખાડે—મેદાનમાં
ભાંજણો—ભાંગી નાખનારો
હરોહી—પૌત્રો
પાંથવા—માગણ

ભોજ—ભોજરાજજી રાણા
નસેંહી—નકી
સતન—પુત્ર
ઓનાડ—અશ્વને પાડી લીએ એવા

ઇડરીયો—ઓડેદરો
પાળ—પાલન કરનાર

કુળમા દીકો લાજ ધર કરમી ગજહસ અસનની રીત ગખે
ધુમડો ગીગોએ મહેર દાદર ધણી નવડ ભડ મોજરી છનક નાખે
સોડ ભર ઓડેદરો જામ સુધી છતો કરે છે શ્રીવટ તણો કામો
ગુણુ ગાહક છે આજ લાખા તણો નવે ખ ડ ગખીઓ અમર નામો
કરમરે પાટ અખીયાત તો એ કથે ધજ્જબધ જેમ તું ખરો ધીંગો
પડછળ પડાળો અણીખમ વંકડો ગજારો હાકમે છતો ગીગો

| | | |
|---|---|---|
| નવડભર–દાતાર | મોજરી–દાન આપતુ | કરમરે પાટ–નશીબદાર |
| અણીખમ–મજબુન હટે નહિ એવો | | વકડો–જવામર્દ |
| ગજાળો–ત્રેવડવાળો | | છતો–પ્રસીદ્ધ |
| | | સોડભર–વીર |

## બરડાના વીર પુરૂષોનું કવીત

અભગ કાધન એમ જેણે તેગ જુના શુ તાણી
જોરાવર મુનજી વળે ખાગ ભડ વખાણી
ભડ વજશી ભાલાર જેણે વઢેલીયા ઓળભીંગ વકો
ગજ કરણુ જેસો ગાવાર જેનો દેશ હાનારમા ડકો
ભારનાડે ભનપ, તણો લઈ જશ દાતા લાવીઓ
કરમી રામ કાના ઘરે અનમી મુજે આવીઓ
અનમી મુજો એક બીજો કાંધન બળદારો
જેસો વજસી જોડ ભડ ધાકો ન કો ભાલારો
અરજન ને વેજો અનમી બહાદુર છીવણો ઓદાણી
મહેરો ગોનાણુ મુછાળ રાવ સાગણુ ગજાણી
હાથીયા ઘર છવો હુવો તેમ કાધન પાતરડો
કરમી રામ કાના ઘરે સાખ ઉજારણુ સુમરો

-

(કાધત, મુંજાળ વજસી, જેસો. રામ કાના, મુજો વજસી, ધાકો, નકો, અરજન, વેજો, દેનણો ઓઢાણી સાગણ, હાથીયો આ બધા વીર મહેરના નામ છે)

સુમરો=સુમરા શાખના ઓડ઼ગના ઓડેદન મહેરો

## સોઢાણાના મહેર મુંજાનું ગીત

કર્યો વેર વેરીયાથી આવ ચડીયા કહે
દેવડે ઝાટક ન્યાય દીધો
સોઢાણા ધણી મહેર છે સદુંનો
જેણે લાખ આવીને વેર લીધો
ઝીક લોહરા તણી જડાજી ઝાટકે
વેરીયા ધાર ધણા લીયા વાઢી
મર્દ મુંજે કાયો બનીજી મામનો
ખાગ સુ આવીયો વેણ ખાગી
અભગ શત્રુ સુ આફરે એહવો
દેણે ક્રમાજે રણ હોહો
કાળા ચિત્ર ધીગાણે તે વેરીને કાપીયા
પતગ અસગ તણે પતગ પેહો

અર્થ—હે શૂરવીર મુંજા! તે તો મોટા વેરીઓથી વેર કર્યું અને તે સામે ચાલીને પડકારો કરીને કહ્યુ કે આવી જા. હે સોઢાણા ગામના ધણી! તું તો સિંહ સમો બળવાન છે તે તારા બાહુબળથી ઘણા દુશ્મનોના માથા માર્યા હે મર્દ મુંજા! તે તો બહુજ બહાદુરીનું કામ કર્યુ છે વે તો તારી તલવારના બળથી જે વચન તું બોલ્યો હતો તે

વચન બરાબર પાળ્યું કારણ કે તારી હિંમત એવી છે કે,
શત્રુને કોઈ જીતી ન શકે એવાની સામે જઈને તું આખડયો.

હે કાળુના પુત્ર! દુશ્મન સાથેના ધીંગાણામાં ઘણાને કાપી અને
રણ સેયામાં સુતો.

સામે પગલે ચાલીને લડાઈમાં જે મૃત્યુ પામે તેને અપસરા વરે છે.

એમ જે ધર્મ શાસ્ત્ર કહે છે તે પ્રમાણે તું તો વીરતાપૂર્વક
મરીને અપસરાના પલંગમાં જઈને સૂતો

## કડછના મહેર આતાનું ગીત

ઘરટ ઘોડા તણો આવીને ઘેરીઓ
બિલાજી ફેરવે જોધ બાલો
ભારતે કડઠો નકો પાછાં ભરે
અળાં સું લડે એમ મહેર આલો
પગણે સેતા તણો એમ એ ઘા પડે
પ્રટણી ગીધડી રકત પીવા
આજ હરભમ તણો તોગણે આવ્યો
વળુમાં જાણીયો તારા વીવા
વરમાળ ભાલા તણી અગ રેતી વરે
લડાવો તરવાર હો ભલો લીધો
પરણે બોદા હરો વેકુંઠ પધારીયો
ફીઓ, તેં લજ આલેજ ફીયો.

અર્થ – ઘોડેસ્વારો હટવાનું જુગ આવી પડયું એની સાથેના ધીંગાણામાં
એમાં તેં ભાલાના યુદ્ધમાં દુશ્મનોને મારતા ભાલું ખુબ ફેરવ્યું.
તું લડાઈના મેદાનમાંથી પાછો હઠી જ એવો નથી.
તું તો દુશ્મનની સાથે બરાબર લડયો છે.
તારા ઉપર દુશ્મનોના ભાલાનો વરસાદ વરસે છે છતાં તું તો
દુશ્મનોને ધુળ ચાટતા કરે છે
રણમશાણ તો એવું મચ્યું કે લડવૈયાઓનું લોહી પીવા ગીધડાં
મડાની આસપાસ આવી લોહી પીવા લાગ્યા. હે વીર આતા?
તું તો મૃત્યુને ભેટવા નીકળ્યો છે જ્યાં તારા વીવાહનો આજ
પ્રસંગ છે એમ તેં માન્યું આજે તારા ગળામાં ભાલાઓના ઘા
રૂપી વરમાળ પહેરાવી છે તને દુશ્મનોને મારવામાં બાકુ ન
રાખ્યું ત્યારે ભાલું ફેંકી દઈ તલવાર હાથમાં લીધી
તલવાર તો તેં દુશ્મન પર એવી ચલાવી કે તારા દીલને પણ
ઠીક લાગ્યું કે આજ મેં ઠીક લ્હાવો લીધો હે ભોજાના પૌત્ર!
તારા આ મર્દાનગી ભરેલા કામથી તારો તો સ્વર્ગમાં વાસ
થયો છે આતા! તેં તો કુળની લાજ વધારી.

ભક્ત વીર નાથા મોઢવાડીયાના
સોરઠા, દુહા, તથા ૭૬ કવીત

ચારીયા ખડ ચાર ભાલાળી અણીએ ભગત
જાને દીઠે ન જાય કહી નામજ તારૂં નાથીયા

અર્થ – હે નાથા ભગત! તારા ભાલાની અણીએ અને તેં તારા
બાહુબળથી ચાર ખડ ફેંકી નાખ્યા મતલબમાં ચાર ખંડમાં
રાડ બોલાવી હે નાથા ભગત? તેનો એવું પરાક્રમ કર્યું છે કે
તારી મર્દાઇના વખાણ પુરુષો કરે છે એટલું જ નહી, પણ

સ્ત્રીઓએ તારી વીરતાના રાસડા બનાવીને ગામડામા ઘેરઘેર ગાઈ તારૂ નામ અમર કર્યું.

> કોઠેથી દેશે કઈ તારી જનુની જેકે
> તારૂ નખતર તે કઈ નાવે પાછુ નાથીયા !

અર્થ – હે વીર નાથા ! તે વીરતા બનાવી તારૂ નામ અમર કર્યું તેથી કોઇ બાળકની માતા તેના બાળકનુ નામ નાથો પાડે તો નાથો પાડવાથી બાળકમા જે શુરવીરતાના, દાતાના અને પ્રભુ ભક્તિના ગુણ હતા તે ગુણ તે બાળકમા થોડા આવવાના હતા ! મતલબમા તુ તો કોઈ એવા નક્ષત્રમા પાક્યો કે એ નક્ષત્ર તો પાછુ મળેજ નહી.

> ભક્તને દાતા ભનો શુરામા સવાઈ
> એ ત્રણે ગુણ તુમા મે નજરે ભાળ્યા નાથીયા

અર્થ – આ દુહો બનાવનારે પ્રેમના આવેશમા નાથા ભગત ન કહેતા નાથીયા શબ્દ વાપરી કહ્યુ કે મનજ્યમ દાતા શુરો કે ભક્તીનો ગુણ તો મહા પુરૂષના પ્રતાપે આવે છે તરત તો પૂર્વના એવા કોઇ પ્રબળ પુણ્ય કે એ પુરૂષને પ્રતાપે તારામા દાતારી શુરવીરતા અને ભક્તિના ગુણો છે

> પ્રથમ પડકારો કરી સામા ચઢતી જાન
> મોઢા તત્તમાત્ર નોતો ધોખો નાથીયા !

અર્થ – હે નાથા ! તારા જેવા વીર પુરૂષને ઝેર દઈને મારી નાખવાનુ અધમ કામ કર્યું પણ તેણે જે પડકારો કરી હોત અને સામે પગને તારા શત્રુ તારી સામે આવ્યા હોત અને તારૂં મૃત્યુ થયુ હોત તો તો તને પણ ધોખો ન થાત તેમ અમને પણ

કર્યું છે કે, મીયાણીનો ગઢ સર કર્યા પછીજ પાછું ફરવુ એ નીશ્ચયથી બગપર લડાઇ જામી. અને સામસામી બદુકોની ગોળીઓનો વરસાદ વરસવા લાગ્યો ફકીરના સૈન્યની ટુકડી એમ કી લો તજીને ભગે તેની કનાં હતી એ તો મરણીયા બન્યા હતા

ફકીરાએ પડકારો કર્યો કે, ખોરીયામા પ્રાણ છે ત્યા સુધી નીશાન (ધ્વજ) મુકી દઇને નમતુ આપુ એ મારૂ કામ નથી શત્રુના લશ્કરે કીલ્લાથી નીચે ઉતરવા બહુ કહ્યુ પણ ફકીરે તો રોકડો જવાબ આપી દીધો કે, અમારો મહાગણો તો પોરબદરમા છે. અને આ ગઢો જ્યાર કરવાની જવ મા રી મારી છે તો કીલ્લાથી ઉતરી જો હુ ભાગુ તો તો માગ માતા પીતા તો લાજે વીર મહેરોને ગેડેવાનુ સ્થાન જે બરડો પ્રદેશ તે પણ લજાય

## મહેર લાલાનું ગીત

### ઓખીરાનાળા

કચન ઓલીયો ગણગુ લાડ એમ કા મો
કોટ છાયા તણે નામ કીયો
ત્રીક ખાટી તણે ધીક માની ત્રજડ
લાડ નાગા જણે વેર લીધો
ભીંત દળ જામગ મેસુગ તન મ ડ્યા
લીયો તળ ઓખીગ તણોનાવે
દાગ જુથ્થ તે અજા જેમ હાકીયાં
ભાધુરી ફને ઠરમાર ભાવે
વ કે ખગ સુમરે જામ ઘેગ વ નડી
લાડીરે આવગો જસ લીધો

રાણો ભાણુ છત્રપત જેઠવો રીઝીયો
કડાં વેંઢ વાછ પસાવ કીધો
અચ્ચળ એ વાત તેં રહી જે નવેખંડ
ધિર કર જેઠવે વછર થાપો
તેગસેં ખડો આજ ગજંદગ તસાંસું
ઇનામમાં ઢુકડો ગામ આપો

અર્થ – હે વીર લાખા ! બોખીરાની ખાડી પાસે જામ સાહેબના લશ્કર સાથે યુદ્ધ કર્યું તેમાં તો તે દુશ્મનો સાથેનું બરાબર વેર લીધું કારણ કે જામનું વીશાળ સૈન્ય તેને પણ હે મેસુરના પુત્ર ! તે ભાગી નાંખ્યું હે લાખા ! બોખીરાની ખાડી સુધી જે જામ લશ્કરે પોતાના પગ જમાવ્યો હતો તેને ત્યાંથી નસાડી તે જમીન પાછી લીધી આ લડાઇમાં તે તો એવી વીરતા બતાવી કે જેમ બકરાને કોઇ હાંકે તેમ બકરાનાં જેમ જામનું લશ્કર ભાગ્યું અને લાખાની અણીથી મહારાણા ભાણુ જેઠવાની ફતેહ કરી હે લાખા ! તે બગમર પાણી બતાવ્યું અને યશ લીધો તારી બહાદુરી જોઇ જેઠવા મહારાણા ખુશી થઇ ગયા અને કડાં વેંઢ વીંટી વીગેરે કીંમતી પોષાક આપ્યાં અને મહારાણાજીએ વછર તરીકે તને સ્થાપ્યો લાખા ! તારી આ વીરતા ભરેલા કામથી કીર્તી અચીચળ રહી અને મહારાણાએ સીરપાવ ઉપરાંત ઇનામમા ઢુંકડું ગામ આપ્યું.

## રાજ શાખા ભીમા દેવાનું કવીત

નામાં સાંભળે તુંદારા કામા વંશકા ઉજાવણ નીકા
મોજ ધારી દીકે દીના આપકમા મહેરાણ

, ભુજાળા જોદ્વા આજ દેવા કા સુપુત ભીમા
અસંનુગ બંદ ગેવાં રાખણ. એંધાણ
મોજ વરીસ બેસ હાકમ બેમીયા માને
અધિપતિ કહે તારા રાજ કા ઉચાર
દાન મન ખુંટી મુકા દેશમાં ભરાયા કકા
દેગ તેગ બન્ને વાંહુ તીહારે ધાર
કેતરા ખાચ્ચીન દાન શીર રા મંદિર કાજ
ધન ખરચા કી વીધે કીયા સારા ધામ
જુગો જુગ લગી રહે તુંહારી ચડની કળા
કળજુગ ભારી તેમા કીયા શુભ કામ

**અર્થ**—હે ભીમા! તેં તો તાગ વશને ઉજ્જવળ કરવાને એવુ કામ કર્યું કે તેથી તાગ નામની પ્રશંશા થાય છે. મોજમાં એટલે દાતારીમાં તો તું દીન દીક છે, હે દેવાના સુપુત્ર ભીમા! હે જોદ્વા! (જોદ્વા વંશમાંથી ઉતરેલા તેથી જોદ્વાની ઉપમાં આપી) અમરના તાગ બાપ દાદાના બીરદ ગૌરવ રાખવાની નીશાની રૂપે તું સુકૃત્ય કરી રહ્યો છે

હે ભોમીયા! (ભુમિના ધણી) તને મોટા મોટા હાકિમો પણ માને છે, એટલે માનની નજરથી જુવે છે.

ખુંટી શાખ (રાજશાખા મહેર ખુંટી મહેર કહેવાય છે) માં તું છે તેથી તે આ કામ કર્યું. તેમા તો આખા દેશમાં

આદ્ય ઘર તુંદારો સદામાં અવિચળ
વડા ભાડ ટેકા દે આજ વારો

—અતિ મુશ્કલી ભરેલી કારમી ભુખો પડવા લાગી કારણ કે દુકાળે પોતનું બરાબર પરીબળ બનાવ્યું. સારી સ્થિતિવાળા શ્રીમંતોના અને રાજદરબારમાં ભરેલા અનાજ, કોઠારો ગરીબોને આંપતાં આપતાં ખાલી થવા આવ્યા.

હે કચલકા ગામના ધણી મહેર આલા ! તું મારી વાત સંભાળ લે. હે આલા ! હું તારી ઓથે એટલે તારે શરણે આવ્યો છું, તો સહાય કરજે આ પાપી પંચાસીયા કાળ (દુકાળ) કાઢવો હવે બહુ દોહીલો (મુશ્કેલી) ભરેલો થઇ ગયો છે, આજે દુકાળને લીધે ઘેરેઘેર અનાજના સાંસા પડયા છે તો મારે મારૂં દુઃખ કોની આગળ કહેવું અને કોની પાસે યાચના કરવી કારણ કે યાચના કરતાં પણ કોઇ સહાય કરી શકે તેમ નથી હે ઓ ડેદરા મહેર ! તું ખરો કુળનુ આભરણ (શણગાર રૂપે) છે.

હે મશરીના પૌત્ર ! આજે મદદ કરવાનો સમય છે અગાઉ પણ જ્યારે દુકાળ પડયો હતો ત્યારે પણ તારા વડવાઓએ યાચકને કવીઓને સહાય કરી હતી આવી રીતે તમારા વડવાઓ સહાય કરતા આવ્યા છે સોરઠ પ્રદેશમાં અન્નદાન દેવામાં તમારૂં ઘર પ્રથમથીજ વીખ્યાત થયેલ છે. હવે હે દાતા ! હે વીર ! આજે અમારી સંભાળ લેવાનો તારો વારો આવ્યો છે.

## પોરબંદર તાબે ગરેજ ગામના રહેવાશી
## ગરેજા ચૌહાણ મહેર ખીમાનું કવીત

ચઢા બગમ્રા બંસમે હુવા નરંદા ચહુવાણુ ચંગા
કુરણા કરદા હંગ ફદા ત્રોડ કામ
બગદા ગગદા બડા ભાગથી અકદા બગા
નગના નરદા આકે પેખતકા નાસ
ભડદા ભડદા તણા બાણુકી છુટને ભાથે
કડેડે કગના ટદા લોહકી કમાન
ગરેડે ગોરીલા ફદા અગંદા મુગના ગમે
છુટે બાણુ પુટે કોડી હાથકી સમાન
કપરા ડમીર જેરા ક્ષાત્રશ હુવા હડી
કડીબુ ભાગને જેસા વજ્ર કી સમાન
ઝપેટ બાજ કે સાથ ગોદમે એખદી ઝીને
રથાની છાંડ કે શાક મચાની રાડ
૭ હેડે ભાગતે તા તા ચહુવાણુ સાર્દુલ સિંહ
અડાબીડ કરણુ જેસા દીપદા ઉદાર
જીવન બીનફ બડા ગરેજાકા વશ જાણો
ધર્મને ધોસરે જુતે મહાસાર ધાર
જુદ્ધ સામે ગરેજાદી જુનાણુકો રથબ જાણો
ધીંગી ગાય જાતણી બન્યો ખીમો દાન
ક્દાયો હુમલો શાહ ગાદ્કો પછાર્યાં હાથી
ભરગા વરીઓ પરી સ્તગ હુંને સાન
ગોત્રહી ગરેજ વશા ગુણુનો ભડાગ ગણો
બણા એસ કહા કવ્વા બખાણુ અરીઆન
શત્રુ આમશીર માથે હાકરીયા દીઠી જેસા
શત્રુ આ શરીર માથે જેમા વાણુકા સુકાણુ

અડાબીડ ગરેજાકા બારતે વંશ હી અસા
હટાવે દોખીયા નકા પામે કદી હાર
દનો દન પ્રાગ ભાટ ચડતી હમેશાં દાખે
પરાં કરો વદી વંશ તણો એકો પાર
આશરો તુંહારો જાણી આવીઓ તુંહારી આગે
કરો મહેર દયા લાવી કવી હુંદા કામ
લીલા સદા રાખે પ્રભુ અજોધાકા નાથ નામ
હરી સદા પુરે નત ગરેજાકી હામ

ા—વીરનર
ા—સુંદર
ા—કરવાવાળો
થી—લડવૈયો
ંદા—આખડીરીએ એવો
ા—બહાદુર
ંદા—નર
ંદા—ભડનર
ણુદી—બાણુ
રંદા—શત્રુના
લાં—મોગલ લશ્કર
મે—અટકીજાય
ારા—હઠીલો
ાવંશ—કુળનો
ડી—હઠીલો
ારેલ—લડાઇના મેદાનમાં
બાજકેસાથ—બાજ પક્ષીના
વી ઝપટવાળો

૧૭ સાર્દુલ સિંહ—સાવજ
૧૮ અડાબીડ—બહાદુર
૧૯ બીલદ—બારે
૨૦ જુનાણુકો—જુનાગઢનો
૨૧ રાવજાદા—જુનાગઢનો ધણી
૨૨ સરગા—સ્વર્ગ
૨૩ વરેયો—વર્યો (પરણ્યો)
૨૪ પરી—અપસરા
૨૫ સતર્ગ—શત્રુઓ
૨૬ હુંદો—હયો
૨૭ સાલ—નડતર કર્તા
૨૮ બણા એસ—બહુ સારી રીતે
૨૯ કહાં કરવાં—શું કહેવુ
૩૦ વાણકા—વઢાણના
૩૧ દોખીયા—દુશ્મન
૩૨ નકો—નહી
૩૩ દનોદન—દીન પ્રતીદીન(હંમેશા)
૩૪ પ્રાગ ભાટ—કવીનું નામ

૩૫ કરી હુંતા–કરીનું
૩૬ લીલા–રીદ્દી રીદ્દી વાળો
૩૭ અજોધારા–અયોધ્યાનો
૩૮ નાગી–સુંદર
૩૯ નત હમેશાં
૪૦ ગરેજ્નાપી–ગરેજ ગામનો રહેનારા ખામો
૪૧ હામ–આશા

---

ઓડદર ગામના મહેર (ગુમરા રજપુત) વીજા

હેમાળીના પુત્રોનું કવીત

પડે ત્રાગ થાપે અશાં ન તો શુમાં પડે
ચાડ કર વાટરી રીત ચાલે
ધણી ઈડર તણા કરે નીત ધોખળાં
હાજરી પરંગા નનો હાલે
વખાણે ભૂતનિ કૈક દેશે વડા
ઝપટ કોટાં ન કો ચોટ ઝલે
લેહ્ફ, ધગ બીય માલ લેફ્ફ લીધા,
ભડા કે વાધાંઆ ઘણા ભાલે
ખાટીવા ભના જશ આજ ખુમાણ હરા
દોખાવા ધણને રેશ દીધા
કરમી આજ વીજા તણા કેશરી
લાખ લાખાં મજે વેર લીનાં

– હે વીરતાના વીર પુત્ર! તારી બીકથી લશ્કરોનાં થાણામાં પણ ત્રાસ પડે છે. અને આવી રીતે હમેશાં તું બુમો તું પડાવે છે. તું આવી રીતે મર્દાઈના કામ કર એમાં કઇ નવાઈની વાત નથી. એ તો તુ તારા ખાનદાનની જે રીતે છે તે પ્રમાણે તું ચાલે છે. અત્યારમાં તારા બાપદાદાઓએ જેવાં બહાદુરનાં કામો કર્યા છે તેવાજ તુ પણ કરી રહ્યો છે. હે ઇડરના ધણી ? દુશ્મનો તો તારાથી ડરે છે અને તુ તો નીડરપણે લહેર ઉડાવે છે. તારી વીરતાના હું એકજ વખાણ કરૂં છું. એમ નહી પણ મોટા દેશના ભુપતીઓ પણ તારી વીરતાના વખાણ કરે છે. કારણ કે તારી ઝપટમાં કોઇ આવ્યો તે બચી શકતો જ નથી. હે બળવાન!

તે પૃથ્વિ ઉપર બહાદુરીથી અનેકના માન પડાવ્યા. કઇકને બંદુકની ગોળીથી, અને કઇકને ભાલાની અણીથી, સ્વધામ પહોંચાડયા. તે તો દુનીયામા બહાદુરીનુ કામ કરી કીર્તી મેળવી. હે ખુમાણ મહેરાના પૌત્ર ? તારા હું શું વખાણ કરૂં. તારા દુશ્મનોને તો તે ઘણા દમવ્યા હે વીરતાના પુત્ર ! તુ તો ખરેખર કેશરીસીંહ સરખો છે તે તો દુશ્મનો સાથે ધીંગાણા કરીને અનેક ગણુ વેર લીધુ તને ધન્ય છે !

## મહેરના વડવાઓનું કીર્તી કાવ્ય

### આગળના મહેરો કેવા હતા

જખમ વેરી જોઇને પાછા ભરે ન પેર (પગ)
જૂધે ચડે યમરાજથી મર્દ એવા મહેર
અવળું વેણ કો ઉચરે તો તો વસમુ થાયે વેર
બદલો લેતા વેરનો મર્દ ખરા એ મહેર
ખાંડ ચોખામાં ખોબલે ઘીની કેસમ લેર
પરોણા જમાડે પ્રેમથી મર્દ ખરા એ મહેર
માંગણ આવે માગવા દેતાં કરે ન દેર
માગે તો માથાં દીએ મર્દ એવા મહેર
રૂવે રૂવે રહેમ છે કરે ન કો પર કેર
દયા થકી જે દીપતા મર્દ ખરા એ મહેર
ઉજળો એનો આતમો દીઠું નહીં કુમેળ
ગજ વટ રીત રાખે ખરી મર્દ ખરા એ મહેર
નીશદીન જામે ડાયરા સદાય લીલા લેર
હસમુખાં એ મુખડાં મર્દ ખરા એ મહેર
એક ભરોસો ઇશનો શ્રદ્ધા રૂડી પેર
ધર્મ મહીં પ્રીતી ભલી મર્દ ખરા એ મહેર
અંતરમાં ઉદારતા પુન્યને રસ્તે પેર (પગ)
દાન દીએ છે દીનને મર્દ ખરા એ મહેર
દુઃખ આવે કદિ દેહ પર કુદરતનો જો કેર
ડગે કદી ન હારતા મર્દ ખરા એ મહેર
જોગમાયા જેવી જગે અર્ધાંગી જેને ઘેર
ઉજળા દીલથી ઓપતી મર્દ ખરા એ મહેર
ક્ષત્રીવટ સમશેરથી વંકા વાળે વેર
કીન કરે હરદાસનું મર્દ ખરા એ મહેર

## સં. ૧૯૯૯ની સાલમાં નીચે લખેલો પ્રસંગ બની ગયો છે.

કળયુગ પ્રગટીયો પૃથ્વીની ઉપરે તેરમી સદીની ટાક લાગી
ધરમના થાભલા ક્યાક છે ધરા પર જાત અભિમાનને જુવે જાગી
ગમ ધણુ એકલુ અરણ્યમા રખડતુ ભાગ્યના અંકનો થયો ભેટો
અસુરો મળીતે સામટા આવીયા ખરેખર હાકવા જેમ ઘેટા
ઘેર દઇ મયેચ્છો ગાયુને ઘુમવે માર લાઠી તણા ખુબ મારે
ભાભરડા દઇ ગાયુ આભ સામુ જુવે ત્રીલોકનો નાથ વીણુ કોણ બચાવે
વાર ગજગાજની કરી તે વીઠલા કષ્ટ અમતણુ આજ કાપો
હૈયામા બીગજો મહેરને હેતથી ખરી મહીયારીએ ખબર આપો
રમારી એક ને મહેર જણુ બે હતા પ્રભુએ પ્રેરણા એમ કીધી
ફરીયાદ ગાયુ તણી સાભળી ફાકડા બરાબર બોલીયા મહેર બકા
રણુમા રેશુ જો ગાયને વાળતા દણીસર તેહના યશ ડકા
જાદવજી શેઠને રતનાથ ત્યા આવીયા કહે જેમ ક્ષત્રીઓ તેમ કરવા
વાર છે ગાયુની અણુનમ વકડા નાણુા દઈ ધર્મમા ભાગ લેવા
મથુરાદાસ કહે મહેર ભાઇઓ સહુ ધર્મનુ ધોસરૂ કાધ ધરીયે
ગાયુને વાળશુ તો આવશુ ગામમા નકર વરમાળની આશ ધરીયે
માતની જનેતા પડમાર એવા કરે વાર લાગે બહુ જાઓ વહેના
જગમા હતીને ઘેર તો આવજો નકર આ દુ ખણુા છે જ ઠેલ્લા
પડમાગ સાભળી મહેર સહુ પકડીયા છરી કુહાડીને ડાગ લેવા
જાય નહિ દુસ્મનો કોઈ દી જીવતા દણીસર ખાગથી વાઢ દેવા
તરખાઈ ને દેવદરૂ કઢેધી તે સમે થાળ ભોજન તણા દીએ ઠેલી
મીતી જુર્ણોજના મહેર આવી મળ્યા અશાડની મડાણી જેમ એલી
સીધુના રાગથી શૂ નીરો દુ કળે ભનગામ સીમમા થયા ભેટા
ગાયો મુકી અને દુશ્મનો ભાગીયા સચે તે બચાવા જીવ છેટા

બાજતે નગારા બાવા ગુસાઇકા સ્વરૂપ
બાજે ગાવે મધુ રાગ સુરે હાર મુની રાગં
સપતા પારાયણવારી અજાવી અધીક શોભા
હાંડીઓ તખતા છબી તોરણી કી હાર
ચાકરા ચમકવાલા મોતીયાં ઝોતીયાં સરે
બની બતીયાંકી શોભા ઝગમગ અહાર
મહેર વંશ મધ્યે એ તો ચડાવ્યા જશરા મીડાં
રણમલ તણો સુત કર્યાં રૂડો રૂપ
ભટ્ટી વંશ તણા જશ વધાર્યા કોયાણે ભારે
ભલ ભલા કવી અમરાહી ભુપ સદા જશ

**મહેર દેવાભાઈ રાજા (કાળાવદરા) નું કીર્તિ કાવ્ય**
**(દેવાભાઈ હાલ મહેર જ્ઞાતિ ભવનમાં આવનારા મહેરભાઈઓ માટેની દરેક પ્રકારની વ્યવસ્થા સેવાભાવથી કરી રહેલ છે)**

ભલ પણની આપુ ભરૂચ લાયક જશ લેવા
તું આગો રાજા તણા દેવા દત્ત દેવા
કાળાવદરો કરમી કદા મુખી બોર્ડીંગ મહેર
બોદા ઘર જાણી બધી તું પર પ્રભુની મહેર
બીરે ભગવાનભાણીઓ શ્રી દ્વારકાનાથ સદાય
દેવા કરો જગતમાં તમ કીર્તી ગુણી જન ગાય

હે રાજ શાખા વંશના કાળાવદરા મહેર દેવાભાઇ ! તું તો જ્યાં ને ત્યાં ભલાઈ લેવા માટેજ જનમ્યો છે.

દેવા ! તારા કામમા તને જશ મળે એમા નવાઇની વાત શુ છે ! કારણ કે તુ લાયક છે સત કાર્ય કરી જશ લેવો એ સહેલી વાત નથી એને માટે પણ લાયક બનવુ જોઇએ

હે રાજાના પુત્ર ! તારા કઇ સારા પુણ્ય એટલે તુ સારા કામ કરવાને જ આવ્યો છે

હે કાળાવદરા મહેર દેવા ! મહેર જ્ઞાતિ ભવનમા અત્યાર તુ સર્વ પ્રમારની સાચા દીલથી સેવા કરી રહ્યો છે અને એને લીધે બોર્ડીંગની સેવા કરવામા તારો મુખ્ય નબર છે એટલે તુ સુખી બન્યો છે

હે બોદાના પૌત્ર ! તુ મહેર જ્ઞાતિની સેવા માટે રાત્રી દીવસ તૈયાર રહે છે તે તારો સ્વાર્થ તજીને જ્ઞાતિ સેવા કરી રહ્યો છે એની તારામા જે બુદ્ધી આવી છે એ તો દ્વારકાના નાથ શ્રી કૃષ્ણ ચદ્રની પરમ કૃપા થઇ છે એમ માની લે નહીતર જ્ઞાતિ સેવા કરવાની ભાવના ક્યાથી જાગે ! વળી જ્યારે તુ આ સેવાના માર્ગે ચાલ્યો એટલે તે સેવાના કામમા તને ભગવાન પણ સહાય કારક બને છે તારૂ આ જ્ઞાતિ સેવાનુ કામ જોઇ હુ તો અતઃકરણથી આશીશ આપુ છુ કે આ જગતમા વધારે વખત આયુષ્ય ભોગવ અને ગુણવાન પુરૂષો તારી કીર્તી ગાયા કરશેજ (બુદ્ધી વગરના તો એની બુદ્ધી પ્રમાણે ગમે તેમ બોલશે)

———— o ————

ઓડેદરા મહેર આજા હાથીયાએ દરિયામાં વહાણુ રસ્તે આરબની લુંટારૂ ટોળી સાથે ધીંગાણું કર્યું તે વખતના બે કવિત છે.

હુવો બહુ  હોકાર  આવ  બેડા  ઉતરીયા
ત્રેહકે ઢોલ ત્રાંબાળ ફરક નેજા ફર હરીયા
અંગે અરીયાં અરમાળ આવ ઉનરે અડીયાં
મરતે કનડીક માંગરોલ લાજ અહી સામા લડીયાં
સામરી ચાડ હાથી સતન અણુવધ પાલ ઉગારીયો
આજીયા સોડ મરતે અભંગ તેં ઈડરગઢ ઉજાળીયો

બેડા–વહાણુ
હુવો–થયો
હોકાર–ધોંધાટ (બુમાબુમ)
ત્રેહકે–વાગે
ત્રાંબાળ–લાંબાનો
લાજ અહી–કીર્તીના લોભે
નેજા–વાવટા
ફરહરીયા–ઉડયા
અરીયાં–શત્રૂના
અડીયા–સામનો કર્યો
આજીયા–આજો મહેર
હાથી સતન–હાથીયાનો પુત્ર
ઇડરગઢ–ઓડદર (ઓડેદરા મહેર સુમરા શાખના રજપૂત)

જડે  કટક  જળબોળ  વડાં  નીશાણા  વજીયા
ગોળાં નાડ  ગડ  હંત  ગેહકે  સીંધુ  ગવાયા
તાળ બધે રણુ તાળ મરાં કે શત્રુને મારાં
નર કોક સાજા નીકળે જઇ કીયો દરબાર જુવારાં
સામરી ચાડ હાથી સતન અણુવધ પાલ ઉગારીઓ
આજીયા સોડ મરતે અભંગ તેં ઇડર ગઢ ઉજાળીઓ

કટક–લશ્કર
નીશાંગા–લડાઇનાં વાજીત્રો
અણુવધ–જેનો વધ થવા ન દીધો તે
પાલ–રાજા દરબાર

વછૂટ્યાં-વાગ્યાં　　　　ઉમારીઓ-બચાવ્યો
ગોળાનાડ-બંદુકની ગોળીઓ　　ગહહંત-સનસનાટી
સીંધુ-લશ્કરમાં શૌર્ય ઉપજાવે તેવો વાજીંત્રમાં રાગ ગાવો
દરબાર જુવાર્યા-દરબારને રામરામ કર્યા
સામરી-શ્યામની પોતાના માલીકની
ચાડ-કાળજી　　　　હાથી સનન-હાથીયાનો પુત્ર

**ગઢવી હરદાસ રણસુરના મહેર મારેના રૂદયના ઉદ્‌ગારો**

મહેરોએ પાળીયો મહેરોએ પોશીયો
મહેરોની મહેરથી સુખ પામ્યો
ક્યારેક આ ઘરે ક્યેંક ઓ ઘરે
રોટલા ચાઈ જટા લુંટ જામ્યો
મેર મુજમાત છે મહેર મુજતાત છે
દુ જ છું મહેરનો મહેર મારા ખરા
મહેરની મેડીએ મહેરને ઝુંપડે
મહેરને ગામડે મોજ કરતો
ભલુ કરે ભુદરો અરે આ મહેરનું
એવું ધ્યાન હું હમેશ ધરતો
ઘણા દેશ જોયા અને માનવ બધાં
એહના ગહનો માપ કોણ માપે
આંગણુ આવીઓ એક અનાથજો
શ્રીમંત કોઈને ભાર ના આપે (ન આપે)
મહેરમાં ધર્મ છે મહેરમાં શ્રર્મ છે
મહેરમાં ગ્રાન છે મહેરમાં શાન છે
પ્રભુતણું ધ્યાન છે પુણ્યે અપારી
મહેરમાં પ્રીત છે મહેરની રીત છે
મહેરની ખીજ છે દુષ્ટ દંડ ભારી

## નવી બંદર લુંટવા જ્યારે મીંધીઓ આવ્યા તે વખતે બળેજના પરમાર મહેર જેસા જેતમાલે સામનો કરી હરાવ્યા તે પ્રસંગનું

સૈન્ય અસરાણના આવીયા ચાલીને
કોટ પર નદીને (નવીબંદર) ચડા કીધો
ત્યા બજડ ધુણ દઈ ઉડીયો બળેજે
દોખીને જેશડે રેવ દીધો
હળુળે નાળને જોર માતે હમરા
બાપડા ખાડીમા કઈક ગુડા
આજ આલા હરો દોડીએ આવીઓ
ગોળીએ ભાગવા કઈક ગુડા
અગન દારૂ અને તેલના ઉપરણુ
સુરગ લગાડીને આડી સીડી
જોધ જેતા તણો આવીયો ઝાટકે
મહેરે કીધી ત્યા અભગ મેડી
મેગ્રીપત નીર તે રાખીયુ મહેરનુ
ગણીયણને મુખોમુખ સુજશ ગાયો
અનમી સદા હાય માતાનો ઉપરે
અભગ જુતી ભડ ઘેરે આયો

બજડ ધુણ દઈ–પડકારો કરીને
હળુળે નગને–બંદુકોમાથી ગલોલી છુટે તેનો અવાજ
આલા હરો–આલાનો પૌત્ર
ગુડા–ગોઠણ જોધ–જોરાવર
જેતાતણો–જેતમાલનો પુત્ર નીર–પાણી વટ
અનમી–કોઇ ને ન ગમે તેવો ભડ–મર્દ

## ગીત ૨ જુ અરજન ચામળાનું

પ્રથમ હીધ ડંકા પરે એમ જાણે પૃથ્વી
ભાંજતે ચાવંડી કીધ ભુડા
ધોબે દીએ આંચવડ ધુજ ધાણી કીયો
ત્રાપીયો મોગડી ચાર ટુકા
મૈરૂ બોડદર ઓડેદરે મારીયાં
તેજ ખગ કડેધી માલ રોબો
અરજણો સામળો સુગ્તાણુરા ઉમરા
વડંકા મોડેદર ડાટ વાળો
દુથીયાં ભાણાજે ઉંટ ધોડાં દીએ
ગુણ કવેસરાં ગીત ગાવે
બોખો તો અરજણો સંતાવંત મહાજણી
ચાર ભુપાં તણા માલ આવે

| | |
|---|---|
| ચાંવડી—ગામનું નામ | આંચવડ—ગામનું નામ |
| મોગડી—ગામનું નામ | મૈરૂ—ગામનું નામ |
| બોડદર—ગામનું નામ | કડેગી—ગામનું નામ |
| મોડેદર—ગામનું નામ | કવેસરાં—કવી |

બોખો—દાંત વગરનો બુઢ્ઢો અરજન
સતાવત—ભગવાન સત્તાવાળો
ભુપોતણા—રાજાઓના
માલ આ—મીલકત પડાવી લીએ

## ૨૩ માઇલની દોડવાની શરતમાં ઉતરેલો કડછ ગામનો (પોરબંદર તાબે) ૬૫ વરસનો બુટ્ટો મહેર એભા નાગાજણ

પોરબંદરના નામદાર મહારાણા શ્રી નટવરસિંહજી સાહેબ બહાદુરના રૂદયમાં એવી ભાવના વસી રહેલી છે કે મારી પ્રજાની શારીરીક શક્તિ ખીલેને પ્રજા બળવાન અને આરોગ્યવાન બને એ હેતુથી શ્રી હનુમાન જયંતિના મહાન ઉત્સવ પ્રસંગે શ્રી સુદામાં મંદિરની સામેના વીશાળ મેદાનમાં શ્રી હનુમાન જયંતિનો ઉત્સવ ઉજવવા પ્રસંગે જુદી જુદી જ્ઞાતિઓની વ્યામશાળાના યુવકોને તેમજ ગામડાની પ્રજાને આ મર્દાનગી ભરેલી રમતોમાં તથા અંગ કસરત પ્રયોગો જોવા માટે તથા તેમાં ભાગ લેવા માટે બોલાવવામાં આવે છે આ ઉત્સવ પ્રસંગે ૨૦ માઈલ નકી કરેલ ટાઇમમાં જ દોડીને આવવાની એક શરત રાખવામાં આવેલી હોય છે ગામડાના મહેર યુવાનોને તથા બીજી જ્ઞાતિના યુવાનોને ખબર આપવા તથા તેના ઉત્સાહમાં વધારો કરવા તથા આવી કસરતો કરવામાં પોરબંદરની પ્રજા વધારે રસ લેતી થાય તે ખાતર ખુદ નામદાર મહારાણા શ્રી નટવરસિંહજી સાહેબ બહાદુર રા. રા મે ચીફ એન્જુ. ઓફીસર સાહેબને એ કાર્યના પ્રચાર માટે મહાલોમાં જવા માટે અને સદરહુ ઉત્સવ પ્રસંગે જે જે કસરતના પ્રોગ્રામો મુકરર કરવા આવેલા તે સબંધીની વીસ્તારથી સમજુતી આપવા માટે મહાલોમાં મોકલતા.

પોરબંદર તાબાના કડછ ગામના ૬૫ વરસના બુઢ્ઢા મહેર એભા નાગાજણને ૨૦ માઇલની દોડનાની શરતમાં દાખલ થવાની ઇચ્છા થતાં તે રા. રા. ચીફ. એજ્યુ. ઓફીસર સા. શ્રીમાન માંકડ ભાઇને મળ્યા શ્રીમાન માંકડ સાહેબે એભાની વૃદ્ધાવસ્થા તથા એક લકડી (તકલાદી) શરીર જોઇને કહ્યું કે ભાઈ તમો ૨૦ માઇલની શરતમાં દોડવા માટે ઇચ્છા ધરાવો છો પણ તમારી વૃદ્ધ અવસ્થા અને તમારા શરીરનો નબળો બાંધો જોતાં હું તમને તે શરતમાં દાખલ કરી શકું નહી. વીસ માઇલ દોડવું એ કંઈ સહેલી વાત નથી ?

